પ્રતિદિન વિશુદ્ધાચારમાં નિયત કરવો જોઇએ. પ્રત્યેક મનુષ્યે ક્રોધાદિ કષાયોની શાંતિરૂપ સમભાવમાં રહેવાના અભ્યાસ માટે સામાયિક, અશક્ય પરિહારવાળા પાપોના પશ્ચાતાપરૂપે ઉભયટંક પ્રતિક્રમણ, શરીર અને મનોબળને વિશુદ્ધિ અને દૃઢતા અર્પનાર બ્રહ્મચર્યની યોગ્ય મર્યાદા, રસનેંદ્રિય ઉપર યોગ્ય કાબુ મેળવવા માટે રાત્રિભોજનનો ત્યાગ તેમજ એકાસન આયંબિલ-ઉપવાસાદિ. સંયમબળ અને જિન સરખા થવા માટે જિનદર્શન અને જિનપૂજન વિગેરે આવશ્યક ક્રિયાઓ નિરંતર રસપૂર્વક ચાલુ રાખવી જોઇએ.

પ્રસ્તુત ઉત્તમ ક્રિયાઓથી મનુષ્યનો આત્મા ચડતો જાય છે. જેમ જેમ તે અભ્યાસ વધતો જાય છે તેમ તેમ આત્મામાં સ્થિરતા પ્રાપ્ત થતી જાય છે. સમ્યક્ત્વરૂપ ઉચ્ચ આત્મ પરિણતિ આવા આત્માઓમાં ટકી શકે છે. ગૃહસ્થાશ્રમ સુંદર બને છે. દેશવિરતિપણારૂપ પંચમગુણશ્રેણિ-આત્મોત્થાનિક પ્રાપ્ત કરે છે અને પછીથી સર્વવિરતીપણાની ઉમેદવારી સફળ નીવડે છે. સંક્ષિપ્તમાં ગૃહસ્થધર્મનો અધિકારી મનુષ્ય થાય છે.

આચારશુદ્ધિ વગરની વિચારશુદ્ધિ નિરૂપયોગી બને છે. આચારશુદ્ધિ બરાબર હોય તોજ શરીરબળનો પ્રાથમિક લાભ સંપૂર્ણ મળતાં સુંદર કાસ્યપાત્રમાં જેમ ગોઘૃત શોભે તેમ શરીરબળના સામર્થ્યવાળો આત્મા સુંદર વિચારશ્રેણિને જન્માવી શકે છે તેમ જ ટકાવી શકે છે; પછીથી એ બન્ને બળો એકત્ર થતા આત્માને મુક્તિ પ્રાપ્ત કરાવવાને સંપૂર્ણ રીતે સહાયક નીવડે છે.

જૈનદર્શનની આચારશુદ્ધિને મનશુદ્ધિ સાથે સંપૂર્ણ એકતા છે. દાન-શીલ-તપ એ જો ભાવપૂર્વક-મનશુદ્ધિ પૂર્વક હોય તોજ સફળ થઇ શકે છે. **ज्ञानस्य-फलं विरति** એ સૂત્રવડે બુદ્ધિવાદ ( Knowledge ) કરતા ચારિત્રવાદ ( Character ) ને મુખ્યતા અર્પેલી છે.

પરંતુ હાલના અતિ પ્રવૃત્તિવાળા, ધન ઉપાર્જન કરવાની પ્રબળ તૃષ્ણા-તેમજ વિલાસપ્રિયકાળમાં મોટે ભાગે આવશ્યક ક્રિયારૂપ આચારધર્મ મનુષ્યો ભુલી જવા પામ્યા છે. તેને અંગે મનુષ્યો ધાર્મિક મનુષ્યો રહેવા નથી પામ્યા. અર્થ અને કામ એજ મનુષ્યોનું મુખ્ય લક્ષ્યબિંદુ રહેવા પામ્યું છે. તેનું કારણ જેમ ઉપરોક્ત પશ્ચિમના પ્રવાહને ખેંચતા કાળ બળને જે આભારી છે તેમ બીજી રીતે જૈનદર્શનના નેતાઓ ભવિષ્યમાં ઉત્પન્ન થતી જૈન પ્રજાના હાર્દિક રોગને ન જાણી શક્યા અને તેના પ્રથમથી ઉપાયો ન કરી શક્યા એ પણ નિમિત્તભૂત છે.

' વધારે ભણેલો હોય તે જ્ઞાની ' તે કરતા ' ઓછું પાપ કરે તે જ્ઞાની ' એ સૂત્ર મનુષ્ય જીવનનું પૃથક્કરણ કરતા વધારે સુંદર રીતે બંધ બેસતું છે.

# વિષયાનુક્રમણિકા




॥ श्री निजयानंदसूरिभ्यो नमः ॥

॥ श्री चारित्रसुंदरगणि विरचित ॥

# ॥ श्री आचारोपदेश ॥



## प्रथम वर्ग

---

### મંગળાચરણ

चिदानंदस्वरूपाय, रूपातीताय तायिने ।
परमज्योतिषे तस्मै, नमः श्रीपरमात्मने ॥ १ ॥

ભાવાર્થ—કેવળજ્ઞાનયુક્ત, આનંદસ્વરૂપ, રૂપરહિત, પ્રાણીઓનું રક્ષણ કરનાર અને પરમ જ્યોતિવંત એવા તે શ્રી પરમાત્માને નમસ્કાર કરૂં છું.

पश्यति योगिनो यस्य, स्वरूपं ध्यानचक्षुषा ॥
दधाना मनसः शुद्धिं, तं स्तुवे परमेश्वरम् ॥ २ ॥

ભાવાર્થ—જેમનું સ્વરૂપ યોગી પુરૂષો મનની શુદ્ધિને ધારણ કરતા છતા ધ્યાન ચક્ષુવડે જોવે છે, તે પરમાત્માની હું સ્તવના કરૂં છું.

## ગ્રંથ રચવાનો હેતુ.

जंतवः सुखमिच्छंति, निस्तुपं तच्छिवे भवेत् ।
तद् ध्यानात्तन्मनःशुद्ध्या कषायविजयेन सा ॥ ३ ॥

ભાવાર્થ—દરેક પ્રાણી સુખને ઇચ્છે છે. અને તે નિર્દોષ-એકાંત સુખ તો માત્ર મોક્ષમાં જ રહેલું છે. અને તે મોક્ષનું સુખ ધ્યાનથી મળે છે, તે ધ્યાન મનની શુદ્ધિથી થાય છે, તથા તે મનની શુદ્ધિ કષાયોનો વિજય કરવાથી (જીતવાથી) થાય છે. ૩ વળી.

स इंद्रियजयेन स्यात्सदाचारादसौ भवेत् ।
स जायते सूपदेशान्नृणां गुणनिबंधनम् ॥ ४ ॥

ભાવાર્થ—તે-કષાયનો જય ઇંદ્રિયોનું દમન કરવાથી થાય છે, તે-ઇંદ્રિય જય સદાચારથી થાય છે અને ગુણના કારણરૂપ તે સદાચાર સારા ઉપદેશ થકી મનુષ્યોને પ્રાપ્ત થાય છે ૪

सुबुद्धिः सूपदेशेन, ततोऽपि च गुणोदयः ।
इत्याचारोपदेशाख्यग्रंथः प्रारभ्यते मया ॥ ५ ॥

ભાવાર્થ—સારા ઉપદેશથી સુબુદ્ધિ અને સુબુદ્ધિથી સદ્‌ગુણોનો ઉદય થાય છે એવા શુભ હેતુથી આ **આચારોપદેશ** (શ્રાવક આચારને જણાવનાર) નામના ગ્રંથનો હું પ્રારંભ કરું છું ૫

## આ ગ્રંથ સાંભળવાથી ધર્મપ્રાપ્તિરૂપ ફલ થાય છે તે હવે બતાવે છે.

सदाचारविचारेण रुचिरश्चतुरोचितः ।
देवानन्दकरो ग्रंथः श्रोतव्योऽयं शुभात्मभिः ॥ ६ ॥

ભાવાર્થ—સદાચારના વિચારવડે સુંદર અને ચતુર મનુષ્યને યોગ્ય અને દેવતાને પણ આનંદકારી એવો આ ગ્રંથ શુભાશયવાળા પ્રાણીઓએ સાંભળવા યુક્ત છે ૬

पुद्गलानां परावर्त्तैर्दुर्लभं जन्म मानुषम् ।
लब्ध्वा विवेकिना धर्मे विधेयः परमादरः ॥ ७ ॥

ભાવાર્થ—પુદ્ગળોના પરાવર્તોવડે એટલે અનંતકાળે પણ પામતો દુર્લભ એવો મનુષ્યજન્મ પામીને વિવેકીજનોએ ધર્મને વિષે પરમ આદર કરવો જોઇએ ૭

धर्मः श्रुतोऽपि दृष्टोऽपि कृतोऽपि कारितोऽपि च ।
अनुमोदितोऽपि नियतं पुनात्यासप्तमं कुलम् ॥ ८ ॥

ભાવાર્થ—ધર્મ સાંભળવાથી, દેખવાથી, કરવાથી, કરાવવાથી અને કરનારની અનુમોદના કરવાથી પણ નિશ્ચે પ્રાણીઓના સાતમા કુળ ( જ્ઞાતપેઢી ) પર્યંત પવિત્ર કરે છે ૮

विना त्रिवर्गं निष्फलं पुंसो जन्म पशोरिव ।
तत्र स्यादुत्तमो धर्मस्तं विना न यतः परौ ॥ ९ ॥

ભાવાર્થ—ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થો છે, તેમાંથી ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને યથાયોગ્ય સેવ્યા વગર મનુષ્યનો જન્મ પશુની જેમ નકામો છે, તેમાં પણ ધર્મ એ ઉત્તમ છે કેમકે તેનું સેવન કર્યા વિના અર્થ અને કામ મળી શકતા જ નથી. ૯

### મનુષ્યત્વાદિક સામગ્રીની દુર્લભતા

मानुष्यमार्यदेशश्च जातिः सर्वाक्षपाटवम् ।
आयुश्च प्राप्यते तत्र कथंचित्कर्मलाघवात् ॥ १० ॥

ભાવાર્થ—મનુષ્યપણું, આર્યદેશ ઉત્તમજાતિ-કુળ, અખંડ સર્વ ઇંદ્રિયોની કુશળતા, લાંબુ આયુષ્ય એ કોઈ પણ પ્રકારે કર્મની લઘુતાથી પ્રાપ્ત થાય છે ૧૦

प्राप्तेषु पुण्यतस्तेषु श्रद्धा भवति दुर्लभा ।
ततः सद्गुरुसंयोगो लभ्यते पुण्यभावतः ॥ ११ ॥

ભાવાર્થ—એ બધા પુણ્ય પ્રતાપે પ્રાપ્ત થયા છતા પણ શ્રદ્ધા પ્રાપ્ત થવી દુર્લભ છે, ત્યારપછી પણ સદ્ગુરૂનો સંયોગ તો વળી મોટા ભાગ્યથી જ મળે છે ૧૧

लब्धं हि सर्वमप्येतत्सदाचारेण शोभते ।
नयेनेव नृपः पुष्पं गंधेनाज्येन भोजनम् ॥ १२ ॥

ભાવાર્થ—જેમ ન્યાયથી રાજા, ગંધથી પુષ્પ અને ઘી વડે ભોજન શોભે છે, તેમ ઉપરની સઘળી સામગ્રી મળ્યા છતાં પણ તે એક સદાચાર હોય તો જ શોભે છે. ૧૨ તેથી—

शास्त्रदृष्टेन विधिना सदाचारपरो नरः ।
परस्पराविरोधेन त्रिवर्गं साधयेत्सदा ॥ १३ ॥

ભાવાર્થ—સદાચાર સેવવામાં સાવધાન મનુષ્યે શાસ્ત્રોક્ત વિધિએ કરીને ધર્મ, અર્થ, કામ એ ત્રણ વર્ગને 'પરસ્પર અવિરોધ-પણે-બાધ ન આવે તેવી રીતે હમેશા સાધવા ॥ ૧૩ ॥

"હવે શ્રાવકનો આચાર શાસ્ત્રમાં શું કહેલો છે
તે બતાવે છે."

## નમસ્કાર મંત્રની સ્તુતિ.

तुर्ये यामे त्रियामाया ब्राह्मे मुहूर्त्ते कृतोद्यमः ।
मुंचेन्निद्रां सुधीः पंच-परमेष्ठिस्तुतिं पठन् ॥ १४ ॥

ભાવાર્થ—રાત્રિના ચોથા પહોરમા બ્રાહ્મ મુહૂર્તે વખતે સાવધાન થઇને સુજ્ઞ પુરૂષે શ્રી પચપરમેષ્ઠીમત્રની સ્તુતિ કરતા નિદ્રાનો ત્યાગ કરવો ॥ ૧૪ ॥

वामा वा दक्षिणा वापि या नाडी वहते सदा ।
शय्योत्थितस्तमेवादौ पादं दद्याद् भुवस्तले ॥ १५ ॥

ભાવાર્થ—હમેશા શય્યામાથી ઉઠ્યા બાદ ડાબી કે જમણી

अंगुल्यग्रेण यज्जप्तं यज्जप्तं मेरुलंघने ।
संख्याहीनं च यज्जप्तं तत्प्रायोऽल्पफलं भवेत् ॥ १९ ॥

**ભાવાર્થ**—આંગળીના અગ્રભાગ ગણીને જે જાપ કરાય અથવા નવકારવાળીના મેરુનું ઉલ્લંઘન કરીને જે જાપ થાય અને ઉપયોગ શૂન્યપણે સંખ્યાહીન જે જાપ કરાય તે પ્રાય અલ્પફળને આપનાર થાય છે ॥ ૧૯ ॥ જેથી

जपो भवेत् त्रिधोत्कृष्टमध्यमाधमभेदतः ।
पद्मादिविधिना मुख्योऽपरः स्याज्जपमालया ॥ २० ॥

**ભાવાર્થ**—શાસ્ત્રમાં ઉત્તમ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકારે જાપ કહેલો છે તેમા હૃદયકમળ વિગેરેની બતાવેલ વિધિ-પ્રમાણે પંચપરમેષ્ઠીનો જે જાપ કરાય તે મુખ્ય છે અને જપમાળા-વડે કરાય તે મધ્યમ છે ॥ ૨૦ ॥

विना मौनं विना संख्यां विना चेतोनिरोधनम् ।
विना स्थानं विना ध्यानं जघन्यो जायते जपः ॥ २१ ॥

**ભાવાર્થ**—મૌન રાખ્યા વિના, સંખ્યાનુ લક્ષ રાખ્યા વગર અને ચિત્તનો નિરોધ કર્યા વગર ( એકાગ્રચિત્ત વગર ) પદ્માસન વગેરે આસન લગાવ્યા વગર અને ધ્યાન લગાવ્યા વિના ( ધ્યેય-પ્રભુમા લયલીન થયા વગર ) નો જાપ જઘન્ય છે ॥ ૨૧ ॥

**વિશેષાર્થ**—શાસ્ત્રમા કમળ બધે કરી નવકારમંત્ર ગણવા કહેલ છે અષ્ટદલ કમલની કલ્પના હૃદયને વિષે કર તેમા વચલી કર્ણિકા ઉપર **नमो अरिहंताणं** પદ સ્થાપન કરે ( ધ્યાય ) પૂર્વાદિ ચાર દિશામા **नमो सिद्धाणं, नमो आयरिआणं, नमो उवज्झायाण, नमो लोए सव्वसाहूणं** એ પદ સ્થાપે [ ધ્યાય ] અને ચાર ચૂલિકાના પદો નવકારમંત્રના પાછળના ચાર પદો ચાર કોણ વિદિશામા સ્થાપીને ગણે [ ધ્યાય ] એમ ધ્યાન કરે, તે કમળબંધ જાપ કહેવાય છે પદ્માદિક આમ્નાય પણ જાપ કરવા માટે શાસ્ત્રમા બતાવેલ છે તે માટે યોગશાસ્ત્ર, જ્ઞાનાર્ણવ અને નવકારમંત્ર કલ્પમહોદધિ વગેરે ગ્રંથોમા જાપ ધ્યાન વગેરે વિશેષ વર્ણન તેના આમ્નાય, મંત્ર, ફળ સિદ્ધિ વગેરે બતાવેલ છે.

સૂર્યોદય ( પ્રભાત સારી રીતે થયા ) પછીની શ્રાવકની
કરણી–આચાર હવે ગ્રંથકાર શ્રી બતાવે છે

ततो गत्वा मुनिस्थानमथवात्मनिकेतनम् ।
निजपापविशुद्ध्यर्थं कुर्यादावश्यकं सुधी ॥ २२ ॥

ભાવાર્થ—ત્યારબાદ સૂર્યોદય થતા મુનિરાજ જ્હેના હોય તે સ્થાન ( ઉપાશ્રય ) મા અથવા ગૃહસ્થે પોતાને ઘેર પૌષધશાળા કરી હોય ત્યા જઇને સુજ્ઞ પુરૂષે પોતાના પાપોની વિશુદ્ધિ કરવા માટે આવશ્યક કરણી કરવી ॥ ૨૨ ॥

रात्रिकं स्याद्दैनिकं पाक्षिकं चातुर्मासिकम् ।
सांवत्सरं चेति जिनैः पंचधावश्यकं कृतम् ॥ २३ ॥

ભાવાર્થ—( ૧ ) રાત્રિ સબધી, ( ૨ ) દિવસ સબધી ( ૩ ) પાક્ષિક, ( ૪ ) ચોમાસી અને ( ૫ ) સાંવત્સરિક સબધી લાગેલા પાપોને દૂર કરવા માટે શ્રી જિનેશ્વર ભગવતે પાચ પ્રકારના પ્રતિક્રમણ કહેલા છે ॥ ૨૩ ॥

વિવેચન—અહિં એ ધ્યાનમા રાખવાનું કે પ્રતિક્રમણ ઉપર કહેલા પાચ પ્રકારના છે વધારે નથી અને તેમા સામાયિક વગેરે છ આવશ્યકનો સમાવેશ થાય છે પશ્ચાત્તાપપૂર્વક કરી પાપ નહીં કરવાની બુદ્ધિથી સમતા રહે છે તેથી શુદ્ધ મહારાજ સમુખ કરાતી આ આવશ્યક ક્રિયા નિરતર મનુષ્યને ઉપકારક થાય છે

कृतावश्यककर्मा च स्मृतपूर्वकुलक्रमः ।
प्रमोदमेदुरस्वांतः कीर्तयेन्मंगलस्तुतिम् ॥ २४ ॥

ભાવાર્થ—ઉપર જણાવેલ આવશ્યક ક્રિયા શ્રાવક કરી પૂર્વ કુળમર્યાદાને યાદ કરીને અત્યંત પ્રમોદિત ચિત્તથી મગળસ્તુતિ નીચે પ્રમાણે કરવી ॥ ૨૪ ॥

હવે મગળ સ્તુતિ અષ્ટક કહે છે

मंगलं भगवान् वीरो मंगलं गौतमः प्रभुः ।
मंगलं स्थूलभद्राद्या, जैनो धर्मोऽस्तु मंगलम् ॥ २५ ॥

ભાવાર્થ—ભગવાન્ મહાવીર પ્રભુ, શ્રી ગૌતમગણધર, સ્થૂલિભદ્ર આદિ મહાપુરૂષો ( મુનીશ્વરો ) અને શ્રી જિનેશ્વરોએ પ્રરૂપેલો જૈનધર્મ એ સર્વ મને મંગળરૂપ થાઓ ॥ ૨૫ ॥

नाभेयाद्या जिना सर्वे भरताद्याश्च चक्रिण ।
कुर्वंतु मंगलं सीरि-विष्णव प्रतिविष्णव ॥ २६ ॥

ભાવાર્થ—શ્રી ઋષભદેવાદિ જિનેશ્વરો, ભરત મહારાજાદિ સર્વ ચક્રવર્ત્તિઓ, બળદેવો, વાસુદેવો અને પ્રતિવાસુદેવો એ સર્વે મારૂં શ્રેય કરો ॥ ૨૬ ॥

नाभिसिद्धार्थभूपाद्या जिनानां पितरः समे ।
पालिताखंडसाम्राज्या जनयंतु जयं मम ॥ २७ ॥

ભાવાર્થ—નાભિરાજા અને સિદ્ધાર્થ ભૂપતિ આદિ સઘળા ( ચોવીશે ) જિનેશ્વરોના પિતાઓ જેમણે અખંડ સામ્રાજ્યનું પાલન કર્યું છે, તેઓ સર્વ મારો જય કરો ॥ ૨૭ ॥

मरुदेवात्रिशलाद्या विख्याता जिनमातर· ।
त्रिजगज्जनितानंदा मंगलाय भवंतु मे ॥ २८ ॥

ભાવાર્થ—ત્રણ જગતને આનંદકારી મારૂદેવી અને ત્રિશલા આદિ ચોવીશ જિન ભગવંતની વિખ્યાત માતાઓ મને મંગળ ઉપજાવનાર થાઓ ॥ ૨૮ ॥

श्रीपुंडरीकेंद्रभूतिप्रमुखा गणधारिणः ।
श्रुतकेवलिनोऽन्येऽपि मंगलानि दिशंतु मे ॥ २९ ॥

ભાવાર્થ—શ્રી પુંડરીક અને ઇંદ્રભૂતિ આદિ જિનેશ્વરોના ગણધરો તથા બીજા શ્રુતકેવલીઓ ( ચૌદ પૂર્વધરો ) મને મંગળ આપો ॥ ૨૯ ॥

ब्राह्मीचंदनबालाद्या महासत्यो महत्तराः ।
अखंडशीललीलाढ्या यच्छंतु मम मंगलम् ॥ ३० ॥

ભાવાર્થ—અખંડ શિયલની લીલાએ કરી યુક્ત બ્રાહ્મી અને ચંદનબાળા આદિ મહાસતી સાધ્વીઓ મને મંગળ આપો. ॥ ૩૦ ॥

चक्रेश्वरीसिद्धायिकामुख्या' शासनदेवताः ।
सम्यग्दृशां विघ्नहरा रचयतु जयश्रियं ॥ ३१ ॥

ભાવાર્થ—સમ્યગ્ દૃષ્ટિઓના વિઘ્ન હરનાર ચક્રેશ્વરી અને સિદ્ધાયિકા આદિ શાસનદેવીઓ મારી જયલક્ષ્મીને વિસ્તારો મને જયલક્ષ્મી આપો. ॥ ૩૧ ॥

कपर्दिमातंगमुख्या यक्षा विख्यातविक्रमा ।
जैनविघ्नहरा नित्यं देयासुर्मंगलानि मे ॥ ३२ ॥

ભાવાર્થ—જૈનોના વિઘ્નોને નાશ કરનાર અને જેના પરાક્રમો વિખ્યાત છે એવા કપર્દિ અને માતંગાદિ શાસનરક્ષક યક્ષો મને હમેશા મંગળ આપો ॥ ૩૨ ॥

यो मंगलाष्टकमिदं पटुधीरधीते,
प्रातर्नरः सुकृतभावितचित्तवृत्तिः ।
सौभाग्यभाग्यकलितो धुतसर्वविघ्नो,
नित्यं स मंगलमलं लभते जगत्याम् ॥ ३३ ॥

ભાવાર્થ—સુકૃતથી ભાવિત છે ચિત્ત જેનું અને સૌભાગ્ય ભાગ્યયુક્ત એવો જે ચાગી બુદ્ધિવાળો મનુષ્ય ઉપર બતાવેલ આ મંગળાષ્ટકને પ્રાતઃકાળમાં (પ્રભાતના) ભણે છે, તેના સર્વ વિઘ્નો દૂર થતાં જગતમાં અત્યંત મંગળને પામે છે ॥ ૩૩ ॥

ततो देवालये यायात्कृतनैषेधिकीत्रिय ।
त्यजन्नाशातना सर्वास्त्रि प्रदक्षिणयेज्जिनम् ॥ ३४ ॥

ભાવાર્થ—ત્યાં પછી જિનમંદિરે જવું ત્યાં નિસ્સહી કહી સઘળી આશાતના તજી જિનેશ્વર ભગવાનને ત્રણ પ્રદક્ષિણા દેવી ॥ ૩૪ ॥

विलासहासनिष्ठ्यूतनिद्राकलहदुःकथाः ।
जिनेंद्रभवने जह्यादाहारं च चतुर्विधम् ॥ ३५ ॥

**ભાવાર્થ**—જિનેંદ્રભવન (દેરાસર) મા ભોગવિલાસ, મશ્કરી, ચેષ્ટા, નાકાદિમાથી મલ તથા મોઢામાથી થુક કાઢવુ, નિદ્રા, કલેશ, ખરાબ કથા અને ચાર પ્રકારનો આહાર કરવો. એ અને બીજી અનેક પ્રકારની આશાતનાઓ અવશ્ય તજવી. ॥ ૩૫ ॥

**વિશેષાર્થ**—દેવની જઘન્ય ૧૦-મધ્યમ ૪૦ અને ઉત્કૃષ્ટ ૮૪ આશાતનાઓ તજવા માટે શાસ્ત્રકાર મહારાજે કહેલ છે. તે વિશેષ પ્રકારે શ્રાદ્ધવિધિ, વદંન ભાષ્ય આદિ ગ્રથોમા બતાવેલ છે.

नमस्तुभ्यं जगन्नाथेत्यादि स्तुतिपदं वदन् ।
फलमक्षतपूगं वा ढौकयेच्छ्रीजिनाग्रतः ॥ ३६ ॥

**ભાવાર્થ**—હે જગન્નાથ! આપને નમસ્કાર ! ઇત્યાદિ સ્તુતિના શબ્દ કહેતાં ફળ, અક્ષત (ચોખા) સોપારી વગેરે પ્રભુ આગળ મૂકવું. ॥ ૩૬ ॥

रिक्तपाणिर्न पश्येत राजानं दैवतं गुरुम् ।
नैमित्तिकं विशेषेण फलेन फलमादिशेत् ॥ ३७ ॥

**ભાવાર્થ**—રાજા, દેવ અને ગુરૂ તથા વિશેષ કરીને નિમત્તિયા પાસે દર્શનાર્થે વગેરે માટે ખાલી હાથે જવુ નહિ, પરતુ કઇપણ ફળ પ્રમુખ લઇને જવુ, કારણકે ફળવડે જ ફળની પ્રાપ્તિ થાય છે ॥૩૭॥

दक्षिणवामांगगतो नरनारीजनो जिनम् ।
वंदतेऽवग्रहं मुक्त्वा षष्टिं नव करान् विभोः ॥ ३८ ॥

**ભાવાર્થ**—પ્રભુની જમણી બાજુએ પુરૂષોએ અને ડાબી બાજુએ સ્ત્રીઓએ રહી ઉત્કૃષ્ટ ૬૦ હાથનો અને જઘન્ય ૯ હાથનો (અવગ્રહ) આતરો રાખીને શ્રી જિનેશ્વર ભગવાનને વદન કરવું. ॥ ૩૮ ॥

ततः कृतोत्तरासंगः स्थित्वा सद्योगमुद्रया ।
ततो मधुरया वाचा कुरुते चैत्यवंदनम् ॥ ३६ ॥

ભાવાર્થ—ત્યારબાદ ઉત્તરાસંગ કરી માની યોગમુદ્રાએ સ્થિર થઇ મધુર વાણીએ કરી જિનેશ્વર સમીપે પોતાની દૃષ્ટિ સ્થાપીને ચૈત્યવંદન કરવું ॥ ૩૯ ॥

અહીં યોગ મુદ્રા કોને કહેવી તે બતાવે છે

उदरे कूर्परे न्यस्य कृत्वा कोशाकृती करौ ।
अन्योन्यांगुलिसश्लेषाद्योगमुद्रा भवेदियम् ॥ ४० ॥

ભાવાર્થ—પેટ ઉપર બે હાથની બે કોણીઓ રાખી, કમળના ડોડાના આકારવાળા બે હાથ કરી માહો માહે આંગળીઓ આંતરવાથી યોગમુદ્રા થાય છે ॥ ૪૦ ॥

पश्चाज्जिनालयं गत्वा कुर्यात्प्रामातिकीं क्रियाम्।
विदधीत गेहचिंता भोजनाच्छादनादिकाम् ॥ ४१ ॥

ભાવાર્થ—પછી જિનાલયથી પોતાને ઘેર જઈ સવારની ક્રિયા કરે અને ભોજન, વસ્ત્રાદિ ઘરની ચિંતા કરે ॥ ૪૧ ॥

आदिश्य स्वस्वकार्येषु बंधून् कर्मकरानपि ।
पुण्यशाला पुनर्यायादष्टभिर्धीगुणैर्युत ॥ ४२ ॥

ભાવાર્થ—પોતાના બંધુ તથા નોકરોને પોતપોતાને જે જે કાર્ય કરવાના હોય તે તે તેઓને જણાવે અને આઠ પ્રકારની બુદ્ધિએ કરી યુક્ત તે શ્રાવક ઉપાશ્રયે ધર્મ ગુરૂ પાસે જાય. ॥૪૨॥

शुश्रूषा श्रवणं चैव ग्रहणं धारणं तथा ।
ऊहापोहोऽर्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः ॥ ४३ ॥

ભાવાર્થ—બુદ્ધિના આઠ ગુણો શાસ્ત્રમાં કહેલા છે તે આ પ્રમાણે છે ૧ શુશ્રૂષા ( શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા ), ૨ શાસ્ત્ર શ્રવણ કરવું, ૩ ગ્રહણ, ૪ મનમાં અવધારણ કરવું, ૫ ઉહ, ૬ અપોહ, ૭ અર્થવિજ્ઞાન અને ૮ તત્ત્વજ્ઞાન આ બુદ્ધિના આઠ ગુણો છે ॥૪૩॥

श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा त्यजति दुर्मतिम् ।
श्रुत्वा ज्ञानमवाप्नोति श्रुत्वा वैराग्यमेति च ॥ ४४ ॥

ભાવાર્થ—શાસ્ત્ર શ્રવણ કરવાથી ધર્મ જાણી શકાય, કુબુદ્ધિ તજી શકાય, જ્ઞાનને પામી શકાય અને વૈરાગ્યને પ્રાપ્ત કરી શકાય છે. ॥ ૪૪ ॥

पंचांगप्रणिपातेन गुरून् साधून् परानपि ।
उपविशेन्नमस्कृत्य त्यजन्नाशातनां गुरोः ॥ ४५ ॥

ભાવાર્થ—ગુરૂની આશાતના તજતા થકા પચાંગ પ્રણામ વડે ગુરૂમહારાજ તથા બીજા મુનિવરોને વાંદી ગુરૂ સન્મુખ બેસવું. ॥ ૪૫ ॥

उत्तमांगेन पाणिभ्यां जानुभ्यां च भुवस्तलम् ।
विधिना स्पृशतः सम्यक् पंचांगप्रणतिर्भवेत् ॥ ४६ ॥

ભાવાર્થ—મસ્તક, બે હાથ, અને બે ઢીંચણો વડે ભૂમિતલને વિધિથી પુંજી સ્પર્શવાથી પચાગ પ્રણામ કર્યો કહેવાય. ॥૪૬॥

पर्यस्तिकां न बध्नीयात् न च पादौ प्रसारयेत् ।
पादोपरि पदं नैव दोर्मूलं न प्रदर्शयेत् ॥ ४७ ॥

ભાવાર્થ—પલાઠી ન બાંધવી. પગ લાંબા પહોળા ન કરવા. પગ ઉપર પગ નહિ ચડાવવા અને બગલ ન દેખાડવી ॥ ૪૭ ॥

न पृष्ठे न पुरो नापि पार्श्वयोरुभयोरपि ।
स्थेयान्नालापयेदन्यमागतं पूर्वमात्मनः ॥ ४८ ॥

ભાવાર્થ—જ્યા ગુરૂમહારાજ બેઠા હોય તેમની પુંઠે કે તદન પાસે તેમજ બને પડખે બેસવું, ઉભા રહેવું કે ચાલવું નહીં, તેમજ પોતાથી પ્રથમ આવેલ મનુષ્ય સાથે વાત પણ કરવી નહીં ॥ ૪૮ ॥

सुधीर्गुरुमुखन्यस्तदृष्टिरेकाग्रमानसः ।
शृणुयाद्धर्मशास्त्राणि भावभेदविचक्षणः ॥ ४९ ॥

ભાવાર્થ—નિશ્ચય અને વ્યવહારાદિશાસ્ત્રના ભાવ ભેદને જાણવામાં કુશલ એવા બુદ્ધિમાન પુરૂષે ગુરૂમહારાજ સન્મુખ દૃષ્ટિ સ્થાપી એકાગ્ર મનવડે ધર્મશાસ્ત્રો સાભળવો ॥ ૪૯ ॥

अपाकुर्यात्स्वसदेहान् जाते व्याख्याचणे सुधी ।
गुर्वर्हद्गुणगातृभ्यो दद्याद्दान निनोचितम् ॥ ५० ॥

ભાવાર્થ—સુબુદ્ધિવાળા મનુષ્યે વ્યાખ્યાન વખત પૂર્ણ થયે છતે સ્વસદેહ ટાળવા અને પછી દેવગુરૂના ગુણુગાન કરનાર ભોજ કાદિને યોગ્યદાન દેવુ ॥ ૫૦ ॥

अकृतावश्यको दद्यात् गुरूणां वदनानि च ।
प्रत्याख्यान यथाशक्त्या विदध्याद्विरतिप्रिय ॥५१॥

ભાવાર્થ—જેણે પ્રતિક્રમણ કર્યું ન હોય તે પણ કે જે વિરતિ પ્રિય છે, ( વ્રત નિયમ કરવા ઉપર પ્રેમી છે ) તે ગુરૂ મહારાજને વદન કરે અને યથાશક્તિ વ્રત પચ્ચખ્ખાણ કરે ॥ ૫૧ ॥

तिर्यग्योनिषु जायतेऽविरता दानिनोऽपि हि ।
गजाश्वादिभवे भोगान् भुजाना बधनान्वितान् ॥ ५२ ॥

ભાવાર્થ—જે દાન આપનાર દાતા હોવા છતા જો વ્રત, પચ્ચખ્ખાણુ નિયમ વગરના ( અવિરતિ ) હોય તો તે તીર્યંચયોનિમા ઉત્પન્ન થાય છે, અને હાથીઘોડાદિના ભવમા બધનાદિક સહિત ભોગ ભોગવે છે ॥ ૫૨ ॥

न दाता नरक याति न तिर्यग् विरतो भवेत् ।
दयालुर्नायुषा हीन सत्यवक्ता न दु स्वर ॥ ५३ ॥

ભાવાર્થ—દાની (દાતાર) પુરૂષ નરકમા જતો નથી, વિરતિ વાળો ( વ્રત નિયમનું પાલન કરનાર ) તીર્યંચપણુ પામતો નથી, દયાળુ પુરૂષ હીન ( ઓછા ) આયુષ્યવાળો થતો નથી અને સત્યવ ક્તા—નિરતર સત્ય ( પ્રિય-પથ્યવાળુ ) બોલનાર દુ સ્વર થતો નથી ॥ ૫૩ ॥

ગ્ર થકર્તા મહાશય હવે તપનો મહિમા જણાવે છે

तप सर्वाक्षसारगवशीकरणवागुरा ।
कषायतापमृद्वीका कर्माजीर्णहरीतकी ॥ ५४ ॥

ભાવાર્થ—તપ—એ સર્વ ઇંદ્રિયોરૂપી હરણોને વશ કરવામા ભારે જાળ સમાન છે, કષાયરૂપ તાપને શાંત કરવા દ્રાક્ષતુલ્ય છે, તેમજ કર્મરૂપી અજીર્ણ રોગ ટાળવા હરડે સમાન છે ॥ ૫૪ ॥

यद् दूरं यद् दुराराध्यं दुर्लभं यत्सुरैरपि ।
तत्सर्वं तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ ५५ ॥

ભાવાર્થ—જે કંઇ દૂર હોય, જે દુઃખે કરીને આરાધી શકાય તેવું હોય અને જે દેવતાઓને પણ દુર્લભ હોય તે સર્વ તપવડે સાધી શકાય છે. તપ એવી અજબ ચીજ છે કે તેનું કોઇ ઉલ્લંઘન કરી શકે તેવુ નથી. એટલે કે તેનો પ્રભાવ અલૌકિક અને અચિંત્ય છે. ॥ ૫૫ ॥

चतुष्पथमथो यायात्कृतधर्मविधिः सुधीः ।
कुर्यादर्थार्जनोपायं व्यवसायं निजं निजम् ॥ ५६ ॥

ભાવાર્થ—ઉપર પ્રમાણે ધર્મવિધિ કરીને સારી બુદ્ધિવાળો પુરૂષ બજારમા જાય અને દ્રવ્ય ઉપાર્જન થાય તેવો પોતપોતાનો ઉચિત વ્યવસાય વેપાર કરે ॥ ૫૬ ॥

सुहृदामुपकाराय बंधूनामुदयाय च ।
अर्ज्यते विभवः सद्भिः स्वोदरं को बिभर्त्ति न ॥ ५७ ॥

ભાવાર્થ—મિત્રોના ઉપકાર માટે અને સ્વજન બંધુઓના ઉદય માટે ઉત્તમ પુરૂષો અર્થ ( પૈસો ) મેળવે છે. પરતુ પોતાના ઉદરનું પોષણ કોણ નથી કરતું ? ॥ ૫૭ ॥

व्यवसायभवा वृत्तिरुत्कृष्टा मध्यमा कृषिः ।
जघन्या भुवि सेवा तु भिक्षा स्यादधमाधमा ॥ ५८ ॥

ભાવાર્થ—વેપારથી ચલાવવામા આવતી આજીવિકા ઉત્તમ, ખેતીથી મધ્યમ, પારકી સેવા—નોકરી કરી ચલાવવામાં આવે તે જઘન્ય અને ભીક્ષાથી આજીવિકા ચલાવવામા આવે તે અધમાધમ છે ॥ ૫૮ ॥

व्यवसायमतो नीच न कुर्यान्नापि कारयेत् ।
पुण्यानुसारिणी सपत्र पापाद्वर्द्धते क्वचित् ॥५९॥

ભાવાર્થ—ઉપરના હેતુથી કદાપિ નીચ વેપાર કરવો નહીં અને કરાવવો પણ નહિં, કારણ કે પુણ્યવડે પ્રાપ્ત થનારી લક્ષ્મી પાપથી કોઈ વખત વધતી જ નથી. ॥ ૫૯ ॥

बह्वारम महापाप यच्चवेज्जनगर्हितम् ।
इहामुत्र विरुद्ध यत्तत्कर्म न समाचरेत् ॥ ६० ॥

ભાવાર્થ—ઘણા આરંભવાળા, મહા પાપવાળા, લોકોમાં નિંદનીય અને આલોક તથા પરલોક વિરુદ્ધ હોય એવા કાર્ય પાપભીરુ પુરુષ આચરે નહિં ॥ ૦ ॥

लोहकारचर्मकारमद्यकृच्चलिकादिभि ।
सत्यप्यर्थागमे काम व्यवसाय परित्यजेत् ॥ ६१ ॥

ભાવાર્થ— જો તેઓથી (પુષ્કળ) દ્રવ્યની પ્રાપ્તિ થતી હોય છતાં પણ લોહાર, મોચી, ચમાર, દારૂ બનાવનાર, ઘાંચી અને વિશેષે કરીને વાઘરી,મચ્છીમાર વગેરે સાથે વ્યવસાય કે વેપાર કરવો નહિં ॥ ૧ ॥

एव चरन् प्रथमयामविधि समग्र,
श्राद्धो विशुद्धहृदयो नयराजमानम् (न) ।
विज्ञानमाननरञ्जनसावधानो,
जन्मद्वय विरचयेत्सफल स्वकीयम् ॥ ६२ ॥

ભાવાર્થ—એવી રીતે પ્રથમ પ્રહર સંબંધી સમગ્ર કર્તવ્ય આચરતો વિશુદ્ધ હૃદયવાળો, ન્યાય-નીતિથી સુંદર દેખાતો, વિજ્ઞાન, માન પ્રતિષ્ઠા તથા જનપ્રિયતા મેળવવામાં સદા સાવધાન એવો શ્રાવક પોતાના આ ભવ અને પરભવ સફળ કરે

ઇતિ પ્રથમ પ્રહર પ્રથમ વર્ગ સમાપ્ત.





## વર્ગ ૨ જો.

### દિવસના બીજા પહોરે કરવા યોગ્ય શ્રાવકની કરણી.

अथ स्वमंदिरं यायाद् द्वितीये प्रहरे सुधीः ।
निर्जंतुभुवि पूर्वाशाभिमुखः स्नानमाचरेत् ॥ १ ॥

ભાવાર્થ—પછી સુજ્ઞ શ્રાવકે બીજે પહોરે પોતાના મંદિરે જવું અને ત્યા જીવ જતુ વગરની ભૂમિએ પૂર્વ દિશાભિમુખ બેસીને શરીર શુદ્ધિ માટે સ્નાન કરવું ॥ ૧ ॥

सप्रणालं चतुःपट्टं स्नानार्थं कारयेद्वरम् ।
तदुद्धृते जले यस्माज्जंतुबाधा न जायते ॥ २ ॥

ભાવાર્થ—સ્નાન કરવા માટે નાળ સહિત એક શ્રેષ્ઠ બાજોઠ કરાવવો કે જેથી તે નાળ દ્વારા નીકળેલા જળમા જંતુઓની વિરાધના ન થાય ॥ ૨ ॥

रजस्वलास्त्रीमलिनस्पर्शे जाते च सूतके ।
मृतस्वजनकार्ये च सर्वांगस्नानमाचरेत् ॥ ३ ॥

ભાવાર્થ—રજસ્વલા સ્ત્રી કે કોઇ મલિન વસ્તુનો સ્પર્શ થયો હોય, સૂતક હોય અથવા સ્વજનોમા મરણ ની પજ્ઞ્ય હોય, તેવા પ્રસંગે, સર્વાંગે ( આખા શરીરે ) સ્નાન કરવું ॥ ૩ ॥

अन्यथोत्तमांगवर्जं वपुः प्रक्षालयेत्परम् ।
कवोष्णेनाल्पपयसा देवपूजाकृते कृती ॥ ४ ॥

ભાવાર્થ—સિવાય ગુન પુરૂષે દેવપૂજા નિમિત્તે સ્હેજ ગરમ અને થોડા જળવડે મસ્તક વર્જીને બાકીના શરીરે સ્નાન કરવુ ॥ ४ ॥

चद्रादित्यकरस्पर्शात्पवित्र जायते जगत् ।
तदाधार शिरो नित्य पवित्र योगिनो विदु ॥ ५ ॥

ભાવાર્થ—ચદ્ર, સૂર્યના કિરણ—સ્પર્શથી જગત્ પવિત્ર થાય છે, તો તેનાઆધારે રહેલ શિરને યોગીજનો સદા પવિત્ર સમજે છે ॥ ५ ॥

दयासारा सदाचारास्ते सर्वे धर्महेतवे ।
शिर प्रक्षालनान्नित्य तज्जीवोपद्रवो भवेत् ॥ ६ ॥

ભાવાર્થ—ધર્મ નિમિત્તે જે સર્વ સદાચાર સેવાય છે તે દયાપ્રધાન હોય છે, તેથી જ દરરોજ શિર પ્રક્ષાલન (મસ્તકના ધોવા)થી તેમા રહેલ જીવોને ઉપદ્રવ બાધા ઉત્પન્ન થાય છે ॥ ६ ॥

नापवित्र भवेच्छीर्ष नित्य वस्त्रेण वेष्टितम् ।
अप्यात्मन स्थिते शश्वन्निर्मलद्युतिधारिण ॥ ७ ॥

ભાવાર્થ—વળી નિરતર વસ્ત્રવડે વેષ્ટિત (ઢાંકેલ) હોવાથી મસ્તક પવિત્ર જ છે તેમજ નિર્મળ જ્યોતિવાળા આત્માની પણ ત્યા વિશેષ સ્થિતિ હોવાથી તેમા અપવિત્રતા ન હોય ॥ ७ ॥

स्नाने येऽतिजलोत्सर्गाद् घ्नति जतून् बहिर्मुखा ।
मलिनीकुर्वते जीव शोधयतो वपुर्हिते ॥ ८ ॥

ભાવાર્થ—સ્નાનમા જેઓ જોઈએ તે કરતા વધારે જળ વાપરીને જતુઓનો નાશ કરે છે, તે અજ્ઞજનો પોતાના શરીરને શુદ્ધ બનાવતા આત્માને મલિન બનાવે છે ॥ ८ ॥

विहाय पोतिक वस्त्र परिधाय जिन स्मरन् ।
यावज्जलार्द्रौ चरणौ तावत्तत्रैव तिष्ठति ॥ ९ ॥

ભાવાર્થ—પછી ન્હાતાં પહેરેલ પોતીયું તજી, બીજું વસ્ત્ર પહેરી, જ્યાંસુધી પગ ભીના હોય, ત્યાંસુધી જિન ભગવંતનું સ્મરણ કરતાં ત્યાંજ ઉભા રહેવું. ॥ ૯ ॥

अन्यथा मलसंश्लेपादपावित्र्यं पुनः पदोः ।
तल्लग्नजीवघातेन भवेद्वा पातकं महत् ॥ १० ॥

ભાવાર્થ—નહિ તો મલસ્પર્શ થતા પુનઃ પગ અપવિત્ર થાય, એટલું જ નહિ પણ તે મળમા રહેલા જીવોનો ઘાત થતા મોટુ પાપ લાગે. ॥ ૧૦ ॥

गृहचैत्यांतिकं गत्वा भूमिसंमार्जनादनु ।
परिधायार्चावस्त्राणि मुखकोशं दधात्यथ ॥ ११ ॥

ભાવાર્થ—ત્યાર બાદ ગૃહચૈત્ય આગળ જઇ, ભૂમિની શુદ્ધિ કર્યા બાદ પૂજાના વસ્ત્ર પહેરીને મુખકોશ આઠવડો બાધવો ॥ ૧૧ ॥

मनोवाक्कायवस्त्रेषु भूपूजोपस्करस्थितौ ।
शुद्धिः सप्तविधा कार्या देवतापूजनक्षणे ॥ १२ ॥

ભાવાર્થ—દેવપૂજા વખતે [1]મન, [2]વચન, [3]કાયા, [4]વસ્ત્ર, [5]ભૂમિ, પૂજાના [6]ઉપકરણ અને [7]વિધિશુદ્ધતા એમ સાત પ્રકારે શુદ્ધિ સાચવવાની છે. ॥ ૧૨ ॥

पुमान् परिदधेन्न स्त्रीवस्त्रं पूजाविधौ क्वचित् ।
न नारी नरवस्त्रं तु कामरागविवर्द्धनम् ॥ १३ ॥

ભાવાર્થ—પુરૂષે પૂજા વખતે કોઇવાર પણ સ્ત્રીના વસ્ત્રો ન પહેરવાં અને સ્ત્રીએ પુરૂષના વસ્ત્ર ન પહેરવા કારણ કે તેમ કરવાથી કામરાગ વૃદ્ધિ પામે છે. ॥ ૧૩ ॥

भृंगारानीतनीरेण संस्नाप्यांगं जिनेशितुः ।
रूक्षीकृत्य सुवस्त्रेण पूजां कुर्यात्ततोऽष्टधा ॥ १४ ॥

ભાવાર્થ—પછી સુંદર અને સ્વચ્છ કળશમાં લાવેલ જળથી

ભગવતના અંગે અભિષેક કરીને સારા કોમળ વસ્ત્રથી અંગલુહણા કરીને અષ્ટ પ્રકારે નીચે પ્રમાણે પ્રભુની પૂજા કરવી ॥ ૧૪ ॥

## ॥ श्री पूजाष्टकम्—

નીચેનું પૂજા અષ્ટક અષ્ટ પ્રકારી પૂજા પ્રસંગે બોલાય છે

( १ ) चंदनपूजा—

सचंदनेन घनसारविमिश्रितेन
कस्तूरिकाद्रवयुतेन मनोहरेण ।
रागादिदोषरहित महित सुरेंद्रै
श्रीमज्जिन त्रिजगतीपतिमर्चयामि ॥ १५ ॥

૧ ચંદનપૂજા—ઘનસાર ભેળવેલા અને (કેસર) કસ્તુરીના દ્રવ (રસ) યુક્ત મનોહર ચંદનથી, રાગાદિ દોષરહિત અને દેવેંદ્રોથી પૂજિત એવા ત્રિજગ પતિ જિનેશ્વરની હું પૂજા કરૂં છું ॥ ૧૫ ॥

( २ ) पुष्पपूजा—

जातीजपाबकुलचंपकपाटलाद्य-
मंदारकुंदशतपत्रवरारविंदैः ।
संसारनाशकरणं करुणाप्रधानं
पुष्पैः परैरपि जिनेंद्रमहं यजामि ॥ १६ ॥

૨ પુષ્પપૂજા—જાઇ, જપાકુસુમ, (જુઇ) બકુલ, ચંપક, પાટલાદિ પુષ્પોવડે તેમજ કલ્પવૃક્ષ, કુંદ, શતપત્ર, કમળો તેમજ બીજા સુંદર પુષ્પોથી, સંસાર નાશના કારણરૂપ અને કરૂણા પ્રધાન એવા જિનેંદ્રદેવની હું અર્ચા કરૂં છું ॥ ૧૬ ॥

( ३ ) धूपपूजा—

कृष्णागुरुप्रचित सितया समेतं
कर्पूरपूरसहितं विहितं सुयत्नात् ।

धूपं जिनेंद्रपुरतो गुरुतोपतोऽहं
भक्त्योत्क्षिपामि निजदुष्कृतनाशनाय ॥ १७ ॥

૩ ધૂપપૂજા—કૃષ્ણાગુરૂ. શર્કરા અને પુષ્કળ કપૂરસહિત યત્ન પૂર્વક તૈયાર કરેલ એવા ધૂપને મારા પોતાના દુષ્કૃતનો નાશ કરવા ભગવંતની આગળ હું ભારે આનંદ અને ભક્તિપૂર્વક ઉખેવું છું ॥૧૭॥

( ४ ) अक्षतपूजा—

ज्ञानं च दर्शनमथो चरणं विचिंत्य
पुंजत्रयं च पुरतः प्रविधाय भक्त्या ।
चोक्षाक्षतैश्च करणैरपरैरपीह
श्रीमंतमादिपुरुषं जिनमर्चयामि ॥ १८ ॥

૪ અક્ષતપૂજા—જ્ઞાન. દર્શન અને ચારિત્રનું ચિંતવન કરતા ઉજવળ અક્ષત—તંદુલવડે ભક્તિથી ભગવતની સમક્ષ ત્રણ પુંજ ( ઢગલી ) કરીને તેમજ અન્ય સાધનવડે પણ હું શ્રીમાન્ આદિપુરૂષ જિનેંદ્ર ભગવાનને પૂજું છું. ॥ ૧૮ ॥

( ५ ) फलपूजा—

सन्नालिकेरपनसामलबीजपूर—
जंबीरपूगसहकारमुखैः फलैस्तैः ।
स्वर्गाद्यनल्पफलदं प्रमदप्रमोदा—
देवाधिदेवमसमप्रशमं महामि ॥ १९ ॥

૫ ફળપૂજા—ઉત્તમ નાળીયેર, પનસ. આમળા, બીજોરા, જબીર, સોપારીને અને આમ્રફળ વિગેરે ઉત્તમ ફળોવડે અસાધારણ શાંતિવાળા અને સ્વર્ગાદિ અગણિત ફળ આપનાર એવા દેવાધિદેવની પરમ આનંદથી હું પૂજા કરૂં છું ॥ ૧૯ ॥

( ६ ) नैवेद्यपूजा—

सन्मोदकैर्वटकमंडकशालिदालि—
मुख्यैरसंख्यरसशालिभिरन्नभोज्यैः ।

क्षुत्तृड्व्यथाविरहितं स्वहिताय नित्यं
तीर्थाधिराजमहमादरतो यजामि ॥ २० ॥

૬ નૈવેદ્યપૂજા—શ્રેષ્ઠ મોદક, વડા માડા (માલપુવા) ભાત, દાળ પ્રમુખ અસાધારણ રસયુક્ત એવા ભોજનવડે ક્ષુધા તૃષાની બાધા રહિત એવા તીર્થાધિરાજને હું સદા આદરભાવથી આત્મ કલ્યાણને માટે પૂજુ છુ ॥ ૨૦ ॥

( ७ ) दीपपूजा—

निध्वस्तपापपटलस्य सदोदितस्य
निश्वानलोकनकलाकलितस्य भक्त्या ।
उद्योतयामि पुरतो जिननायकस्य
दीपं तमःप्रशमनाय शमाम्बुराशेः ॥ २१ ॥

૭ દીપપૂજા—પાપ પડલનો જેમણે ધ્વસ કર્યો છે, આખા વિશ્વને ( લોકાલોકને ) અવલોકન કરવાની જ્ઞાનકળા ( કેવળજ્ઞાન ) યુક્ત, અને સદા ઉદયમાન તથા પ્રશમના સમુદ્ર એવા શ્રી જિન નાયકની આગળ મારા અજ્ઞાન તિમિરનો નાશ કરવા માટે ભક્તિથી દીપકને પ્રગટ કરૂ છુ ॥ ૨૧ ॥

( ८ ) जलपूजा—

तीर्थोदकैर्धुतमलैरमलस्वभावं
शश्वन्नदीनदसरोवरसागरोत्थैः
दुर्वारमारमदमोहमहाहिताक्ष्यं
संसारतापशमनाय जिनं यजामि ॥ २२ ॥

૮ જલપૂજા—( ગગાદિક ) શાશ્વતી નદી, નદ, દ્રહ, સરોવર, અને સમુદ્ર વિગેરેના નિર્મળ તીર્થજળથી, નિરતર નિર્મળ સ્વભાવવાળા, તથા દુર્વાર કામ, મદ, મોહરૂપ મહાસર્પોને ધ્વસ્ત કરવામા ગરૂડ સમાન એવા શ્રી અરિહતદેવની હું સસાર તાપને શમાવવા માટે પૂજા કરૂ છુ ॥ ૨૨ ॥

पूजाष्टकस्तुतिमिमामसमामधीत्य
योऽनेन चारुविधिना वितनोति पूजाम् ।
भुक्त्वा नरामरसुखान्यविखंडितानि
धन्यः सुखासमचिराल्लभते शिवेऽपि ॥ २३ ॥

। इति पूजाष्टकम् ।

ભાવાર્થ—એ પ્રમાણે અસાધારણ પૂજા–અષ્ટકની આ સ્તુતિ બોલતાં જે ભવ્યાત્મા આ રીતે સુંદર વિધિથી પ્રભુની પૂજા કરે છે, તે ભાગ્યશાળી દેવ–મનુષ્યના અખંડિત સુખો અનુભવી અલ્પ કાળમા મોક્ષ સુખને પણ પામે છે. ॥ ૨૩ ॥

## ઘરદેરાસર અથવા ભક્તિ ચૈત્યનું સ્થાન અને તેમાં પૂજા વિધિ.

शुचिप्रदेशे निःशल्ये कुर्याद्देवालयं सुधीः ।
सौधे यातां वामभागे सार्द्धहस्तोच्चभूमिके ॥ २४ ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવકે પોતાના ઘરમાં જતાં ડાબી બાજુએ પવિત્ર અને શલ્ય રહિત દોઢ હાથ ઉંચી ભૂમિપર દેવગૃહ ( દેવાલય ) કરાવવુ ॥ ૨૪ ॥

पूर्वाशाभिमुखोऽर्चाकृदुत्तराभिमुखोऽथवा ।
विदिग्भिः सह नियतं दक्षिणां वर्जयेद्दिशाम् ॥ २५ ॥

ભાવાર્થ—વળી પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ રહી પૂજા કરવી અને પૂજા કરનારે વિદિશાઓ સાથે દક્ષિણ દિશા અવશ્ય વર્જવી (તે વિદિશામાં ઉભા ન રહેવું.) ॥ ૨૫ ॥

पूर्वस्यां लभ्यते लक्ष्मीरग्नौ संतापसंभवः ।
दक्षिणस्यां भवेन्मृत्युर्नैर्ऋते स्यादुपद्रवः ॥ २६ ॥

ભાવાર્થ—પૂર્વાભિમુખ થઇને પૂજા કરતાં લક્ષ્મીનો લાભ થાય. અગ્નિખુણે રહેતાં સંતાપ થાય, દક્ષિણ દિશા સન્મુખ રહેતા મૃત્યુ થાય અને નૈર્ઋત ખુણ સન્મુખ પૂજા કરતાં ઉપદ્રવ થાય. ॥૨૬॥

पश्चिमाया पुत्रदु ख वायव्या स्यादसततिः ।
उत्तरस्या महालाभ ईशान्या धर्मवासना ॥ २७ ॥

ભાવાર્થ—પશ્ચિમ દિશાએ પુત્ર દુ ખ, વાયવ્ય ખુણે સતાન ન થાય, ઉત્તર દિશાએ મહાલાભ અને ઇશાન ખુણા સન્મુખ ઉભા રહી પૂજા કરતા ધર્મવાસના જાગે ॥ ૨૭ ॥

अंघ्रिजानुकरांसेषु मस्तके च यथाक्रमम् ।
विधेया प्रथम पूजा जिनेंद्रस्य विवेकिभि॰ ॥ २८ ॥

ભાવાર્થ—વિવેકી પુરૂષોએ પ્રથમ ભગવતના ચરણે, પછી જાનુ ( ઢીંચણુ ) પર, પછી હાથે, પછી ખભે અને પછી મસ્તકે એમ અનુક્રમે પૂજા કરવી ॥ ૨૮ ॥

सच्चदन सकाश्मीर विनार्चा न विरच्यते ।
ललाटे कठे हृदये जठरे तिलक पुन॰ ॥ २९ ॥

ભાવાર્થ—પછી લલાટે, કંઠે, હૃદયે અને જઠરપર તિલક કરવા. આ પૂજા (તિલક) કેશર સહિત ઉત્તમ ચદન વગર થઈ શકે નહિં ॥ ૨૯ ॥

प्रभाते शुद्धवासेन मध्याह्ने कुसुमैस्तथा ।
सध्याया धूपदीपाभ्या विधेयार्चा मनीषिभि ॥ ३० ॥

ભાવાર્થ—પ્રભાતે શુદ્ધ વાસક્ષેપથી, મધ્યાન્હે પુષ્પોથી અને સાંજે ધૂપ-દીપથી સુજ્ઞોએ જિનેશ્વરની પૂજા કરવી ॥ ૩૦ ॥

नैकपुष्प द्विधा कुर्यान्न छिंद्यात्कलिकामपि।
पत्रपकजभेदेन हत्यानत्पातक भवेत् ॥ ३१ ॥

ભાવાર્થ—એક પુષ્પના બે ભાગ ( કટકા ) ન કરવા, તેમ કલિક ( કળી ) ને છેદવી ( તોડવી ) નહિં પત્રને કે પુષ્પને ભેદવા-છેદવાથી હત્યા સમાન પાતક લાગે ॥ ૩૧ ॥

हस्तात्प्रस्खलित पुष्प लग्न पादेऽथवा भुवि ।
शीर्षोपरिगत यच्च तत्पूजार्हं कहिर्चित् ॥ ३२ ॥

**ભાવાર્થ**—હાથથી પડી ગયેલ, પગે અડેલ અથવા જમીન-પર પડેલ તેમજ મસ્તકે રહેલ જે પુષ્પ હોય, તે કદાપિ પૂજા યોગ્ય ગણાતું નથી પૂજામા લેવું નહીં ॥ ૩૨ ॥

स्पृष्टं नीचजनैर्दष्टं कीटैः कुवसनैर्धृतम् ।
निर्गंधमुग्रगंधं च तत्त्याज्यं कुसुमं समम् ॥ ३३ ॥

**ભાવાર્થ**—નીચ જનો જેને અડ્યા હોય, કીટ-જતુઓથી જે ખવાયેલ હોય, ખરાબ વસ્ત્રમા ધારણ કરેલ હોય. ગધરહિત હોય અથવા જેમા ઉગ્ર ગધ હોય, તેવા સર્વ પુષ્પોનો પ્રભુપૂજામા ત્યાગ કરવો. ॥ ૩૩ ॥

वामांगे धूपदाहः स्याद् बीजपूरं तु सन्मुखम् ।
हस्ते दद्याज्जिनेंद्रस्य नागवल्लीदलं फलम् ॥ ३४ ॥

**ભાવાર્થ**—ભગવતની ડાબી બાજુએ ધૂપ ઉખેવવો અને બીજોરૂં ( કે જળકુભ ) સન્મુખ મૂકાય. તેમજ નાગરવેલનું પાન કે અન્ય ફળ પ્રભુના હાથમા મૂકાય. ॥ ૩૪ ॥

स्नात्रश्चंदनदीपधूपकुसुमैर्नैवेद्यनीरध्वजै-
र्वासैरक्षतपूगपत्रसहितैः सत्कोशवृद्ध्या फलैः ।
वादित्रध्वनिगीतनृत्यनुतिभिश्छत्रैर्वरैश्चामरै-
र्भूषाभिश्च किलैकविंशतिविधा पूजा भवेदर्हतः ॥ ३५ ॥

**ભાવાર્થ**—સ્નાત્ર અભિષેક, ચદન, દીપક. ધૂપ, પુષ્પ, નૈવેદ્ય. જળ, ધ્વજ, વાસક્ષેપ અક્ષત. પૂગફળ, (સોપારી) પત્ર-નાગરવેલના પાન-સત્કોશની વૃદ્ધિ ( દેવ દ્રવ્યની વૃદ્ધિ કરવી ) રોકડનાણું, ફળ. વાજિત્ર-ધ્વનિ, ગીત, નૃત્ય, સ્તુતિ, ઉત્તમ છત્ર, ચામર અને આભૂષણ એમ **એકવીશ** પ્રકારે પણ અરિહંતની પૂજા થઇ શકે છે ॥ ૩૫ ॥

इत्येकविंशतिविधां रचयंति पूजां
भव्याः सुपर्वदिवसेऽपि च तीर्थयोगे ।

पूर्वोक्तचारुविधिनाष्टविधा च नित्य ।
यद्यद्वर तदिह भावनशेन योज्यम् ॥ ३६ ॥

ભાવાર્થ—એ પ્રમાણે પૂર્વોક્ત સુંદર વિધિથી ભવ્યજનો સુપર્વના દિવસે અથવા તીર્થયાત્રામા એકવીશ પ્રકારની પૂજા રચે, તેમજ અષ્ટપ્રકારની પૂજા પ્રતિદિન કરે. વળી ભાવ સહિત જે જે સારૂ હોય તે તે બનાવી પ્રભુ ભક્તિ કરે ॥ ૩ ॥

ग्रामचैत्य ततो यायाद्विशेषाद्धर्मलिप्सया ।
त्यजन्नशुचिमध्यान धौतवस्त्रेण शोभित ॥ ३७ ॥

પછી વિશેષપણે ધર્મના લાભ મેળવવાની ઇચ્છાથી પવિત્ર વસ્ત્ર પહેરી શ્રાવક અશુચિ માર્ગનો ત્યાગ કરતા ગામના જિનમંદિરે જાય ॥ ૩૭ ॥

यास्यामीति हृदि ध्यायश्चतुर्थफलमश्नुते ।
उत्थितो लभते षष्ठ त्वष्टम पथि च व्रजन् ॥ ३८ ॥

હુ જિનમદિરે જઉ‌ં, એમ હૃદયમા ચિંતવતા શ્રાવક એક ઉપવાસનુ ફળ પામે છે ઉઠતા છઠ્ઠ (બે ઉપવાસ) અને માર્ગે ચાલતા તે અઠ્ઠમનુ ફળ પામે છે ॥ ૩૮ ॥

दृष्टे चैत्येऽथ दशम द्वारे द्वादशम लभेत् ।
मध्ये पक्षोपवासस्य मासस्य स्याज्जिनार्चने ॥ ३९ ॥

જિનમદિર દષ્ટિએ પડતા તે પાચ ઉપવાસનુ ફળ પામે, દ્વારમા પ્રવેશ કરતા છ ઉપવાસનુ, મધ્યમા આવતા પદર ઉપવાસનુ અને જિનપૂજા કરતા શ્રાવક માસોપવાસનુ ફળ મેળવે છે ॥ ૩૯ ॥

तिस्रो नैषेधिकी कृत्वा चैत्यात प्रविशेत्सुधी ।
चैत्यचिंता विधायाथ पूजयेच्छ्रीजिन मुदा ॥ ४० ॥

સુજ્ઞ શ્રાવક ત્રણ નિસ્સિહિ કહીને ચૈત્યમા પ્રવેશ કરે પછી ચૈત્ય સંબંધી વ્યવસ્થા કરીને તે ભક્તિપૂર્વક શ્રી જિનેંદ્રની પૂજા કરે. ॥ ૪૦ ॥

વિશેષાર્થ—દેરાસરના બહારનાં પગથીઆ આગળ આવતા પ્રથમ નિસ્સિહીનો ઉચ્ચાર કરવો એટલે પોતે સંસાર સંબંધી સર્વ કાર્યોનો ત્યાગ કર્યો છે એમ ચિંતવવું. પછી દેરાસરના મકાનમા પેસતા ત્યાંની આશાતના જોવામા આવે તે દૂર કરવી અથવા ભલામણ કરવી, પછી મંડપમા પ્રવેશ કરતાં બીજી વાર નિસ્સિહી કહેવી એટલે હવે પોતાને દેરાસર સંબંધી કામકાજનો પણ નિષેધ છે એમ ચિંતવવું છેવટે ગભારા આગળ આવતા અર્ધું અંગ નમાવી યથોચિત દ્રવ્ય પૂજા કર્યા પછી ચૈત્યવંદન કરતા પહેલા ત્રીજીવાર 'નિસ્સિહી' કહીને એવું ચિંતવવું કે હવે માત્ર પરમાત્માના ગુણ સ્મરણ વગર તમામ કાર્યનો ત્યાગ છે

मूलनायकमर्चित्वाष्टधार्हत्प्रतिमाः पराः ।
पूजयेच्चारुपुष्पौघैर्मृष्ट्वा चांतर्बहिः स्थिताः ॥ ४१ ॥

પ્રથમ શ્રી મૂલનાયક ભગવનની અષ્ટ પ્રકારે પૂજા કરી પછી અંદર અને બહાર બિરાજમાન અન્ય જિન પ્રતિમાજીઓને માર્જન કરી સુંદર પુષ્પો લઈને પૂજા કરે ॥ ૪૧ ॥

अवग्रहाद् बहिर्गत्वा वंदेतार्हतमादरात् ।
विधिना पुरतः स्थित्वा रचयेच्चैत्यवंदनम् ॥ ४२ ॥

પછી અવગ્રહથી બહાર આવી ભગવંતને આદરપૂર્વક વંદન કરે અને સન્મુખ બેસીને વિધિપૂર્વક ઉલ્લસિત ભાવથી ચૈત્યવંદન કરે. ૪૨

एकशक्रस्तवेनाद्या द्वाभ्यां भवति मध्यमा ।
पंचभिस्तूत्तमा ज्ञेया जायते सा त्रिधा पुनः ॥ ४३ ॥

ભાવાર્થ—એક શક્રસ્તવ ( નમોત્થુણં ) થી આદ્ય વંદના. બેથી મધ્યમ અને પાંચથી ઉત્તમ ચૈત્યવંદન જાણવું એમ તે ત્રણ પ્રકારે કહેવામા આવેલ છે ૪૩

स्तुतिपाठे योगमुद्रा जिनमुद्रा च वदने ।
मुक्ताशुक्तिमुद्रा तु प्रणिधाने प्रयुज्यते ॥ ४४ ॥

ભાવાર્થ—શક્રસ્તવાદિ સ્તુતિ કરતા યોગમુદ્રા, વદન કરતા જિનમુદ્રા અને ' જયવીયરાય, જાવતિ ચેઈયાઈ, અને જાવ ત કેવિ સાહુ ' એ ત્રણ પ્રણિધાન કહેતી વખતે મુક્તાશુક્તિમુદ્રા કરવી જોઈએ ૪૪

उदरे कूर्परे न्यस्य कृत्वा कोशाकृती करौ ।
अन्योन्यांगुलिसंश्लेषाद्योगमुद्रा भवेदियम् ॥ ४५ ॥

ભાવાર્થ—પેટ ઉપર બે હાથની કોણીઓ સ્થાપી અને હાથ કમળના ડોડાની જેમ કરી અન્યોન્ય આગળી મેળવવી તે યોગ મુદ્રા થાય છે ૪૫

पुरोऽङ्गुलानि चत्वारि पश्चादूनानि तानि तु ।
यत्रस्थिति पादयोर्या जिनमुद्रेयमीरिता ॥ ४६ ॥

ભાવાર્થ—ચાર આગળ આગળ અને કંઈક ન્યૂન પાછળ એ રીતે બે પગ વચ્ચે અતર રાખી રહેવું (ઉભવું) તેને જિનમુદ્રા કહેવાય છે

समौ च गर्भितौ हस्तौ ललाटे यत्र योजयेत् ।
मुक्ताशुक्तिकमुद्रा सा प्रणिधाने प्रयोजना ॥ ४७ ॥

ભાવાર્થ—બને હાથ સમાન જોડીને લલાટપર જે સ્થાપન કરવા તે મુક્તાશુક્તિમુદ્રા પૂર્વોક્ત એ ત્રણ પ્રણિધાન ( ધ્યાન ) મ થાય છે ૪૭

" હવે ભોજનવિધિ કહેવામા આવે છે "

नत्वा जिनवरं यायाद्दत्वावश्यिका गृहम् ।
अश्नीयाद् बंधुभि सार्द्ध भक्ष्याभक्ष्यविचक्षण ॥ ४८ ॥

ભાવાર્થ—પછી ભગવતને નમસ્કાર કરી આવસ્સહિ બોલતા શ્રાવક પોતાના ઘર જાય અને ત્યા ભક્ષ્યાભક્ષ્યના વિચારપૂર્વક તે સ્વજન બધુઓ સાથે ભોજન કરે ૪૮

अधौतपादः क्रोधांधो वदन् दुर्वचनानि यत्
दक्षिणाभिमुखो भुंक्ते तत्स्याद्राक्षसभोजनम् ॥ ४९ ॥

ભાવાર્થ—પગ ધોયા વિના, ક્રોધાંધ થઇને, દુર્વચન બોલતાં તથા દક્ષિણ દિશા સન્મુખ બેસીને જે ભોજન કરવું તે રાક્ષસ ભોજન કહેવાય છે. ૪૯

पवित्रांगः शुभे स्थाने निविष्टो निश्चलासने ।
स्मृतदेवगुरुर्भुंक्ते तत्स्यान्मानवभोजनम् ॥ ५० ॥

ભાવાર્થ—શરીરે પવિત્ર થઈ, સારા સ્થાને નિશ્ચલાસન પર બેસી દેવ ગુરૂનું સ્મરણ કરીને જે ભોજન કરવુ તે માનવભોજન કહેવાય છે. ૫૦

स्नात्वा देवान् समभ्यर्च्य नत्वा पूज्यजनान् मुदा ।
दत्वा दानं सुपात्रेभ्यो भुंक्ते भक्तं तदुत्तमम् ॥ ५१ ॥

ભાવાર્થ—સ્નાન કરી, દેવ પૂજા સારી રીતે કરી, વડીલો (પૂજ્ય ગુરૂજનો) ને હર્ષપૂર્વક નમી અને સુપાત્રે દાન આપીને જે ભોજન કરવું તે ઉત્તમ ભોજન ગણાય છે ૫૧

भोजने मैथुने स्नाने वमने दंतधावने ।
विडुत्सर्गे निरोधे च मौनं कुर्यान्महामतिः ॥ ५२ ॥

ભાવાર્થ—ભોજન, મૈથુન, સ્નાન વમન, દંતધાવન, મલોત્સર્ગ ( વડીનીતિ ) કરતા અને શ્વાસાદિ નિરોધ પ્રસંગે સુજ્ઞ પુરૂષે મૌન ધારણ કરવું. ૫૨

आग्नेयीं नैर्ऋत्यं भुक्तौ दक्षिणां वर्जयेद्दिशम् ।
संध्ये ग्रहणकालं च स्वजनादेः शवस्थितिम् ॥ ५३ ॥

ભાવાર્થ—અગ્નિ અને નૈઋત્ય કોણ તેમજ દક્ષિણ દિશા સન્મુખ બેસીને ભોજન ન કરવું, તેમજ ત્રિસંધ્યા ( સાંજ, સવાર

અને મધ્યાન્હ ) વખતે, ચંદ્ર, સૂર્ય ગ્રહણ વખતે અને સ્વજના દિકનુ ઘરમા ગભ પડયુ હોય તે વખતે ભોજન ન કરવુ ૫૩

कार्पण्य कुरुते यो हि भोजनादौ धने सति ।
मन्ये मदमति सोऽत्र दैवाय धनमर्जति ॥ ५४ ॥

ભાવાર્થ—પોતાની પાસે ધન છતા જે ભોજનાદિકમા કૃપણતા કરે છે, તે મદમતિ દેવની ખાતરજ ( કોઇ બીજા માટેજ ) ધન ઉપાર્જન કરે છે, એમ મને લાગે છે ૫૪

હવે ભક્ષ્યાભક્ષ્ય વિચાર કહેવામા આવે છે

अनातभाजने नाद्याद् ज्ञातिभ्रष्टगृहेऽपि च ।
अज्ञातानि निषिद्धानि फलान्यन्यानि च त्यजेत् ॥ ५५ ॥

ભાવાર્થ—અજાણ્યા ભાજનમા અને જ્ઞાતિભ્રષ્ટને ઘરે ભોજન ન કરવુ તથા અજાણ્યા અને નિષેધેલા ફળોનુ ભક્ષણ ન કરવુ ૫૫

बालस्त्रीभ्रूणगोहत्याकृतामाचारलोपिनाम् ।
स्वगोत्रभेदिना पङ्क्तौ जानन्नोपविशेत्सुधी ॥ ५६ ॥

ભાવાર્થ—બાળહત્યા, સ્ત્રીહત્યા, ગર્ભહત્યા, તથા ગોહત્યા કરનાર, આચારની વિરુદ્ધ વર્ત્તનાર તથા પોતાના ગોત્રમા ભેદ પડાવનાર ( કલેશ કરાવનાર ) પુરુષોની પાઙ્ક્તમા સુજ્ઞજને જાણતા છતા ન બેસવુ ૫

मद्य मास नवनीत मधूदुम्बरपचकम् ।
अनन्तकायमज्ञातफल रात्रौ च भोजनम् ॥ ५७ ॥
आमगोरससपृक्त द्विदल पुष्पितौदनम् ।
दध्यहर्द्वितयातीत क्वथितान्न च वर्जयेत् ॥ ५८ ॥

ભાવાર્થ—મદ્ય, માસ, માખણ, મધ, પાચ જાતના ઉંબરા, ( વડ વગેરેના ટેટા ) અનંતકાય, ( કંદમૂળ વગેરે ) અજાણ્યુ ફળ,

રાત્રિભોજન, કાચા ગોરસ ( દહી દુધ કે છાશ ) માં મેળવેલ કઠોળ ( દ્વિદળ ), વાસી ભાત વગેરે ધાન્ય, બે દિવસ ઉપરાંતનું દહીં અને જેના વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ બદલાઈ ગયા હોય એવા કોહી ગયેલ અન્નનો સર્વથા ત્યાગ કરવો ૫૭ ૫૮

जंतुमिश्रं फलं पुष्पं पत्रं चान्यदपि त्यजेत् ।
संधानमपि संसक्तं जिनधर्मपरायणः ॥ ५९ ॥

ભાવાર્થ—વળી ધર્મ પરાયણ શ્રાવક, શ્રાવિકાએ જંતુમિશ્ર ( જીવવાળા ) ફળ, ફુલ પત્ર કે અન્ય તેવી વસ્તુનો તથા બોળ અથાણાનો ત્યાગ કરવો જોઇએ ૫૯

भोजनं च विड्उत्सर्गं कुर्यादतिचिरं न हि ।
वारिपानं तथा स्नानं पुनः स्थिरतया सृजेत् ॥ ६० ॥

ભાવાર્થ—ભોજન અને મલોત્સર્ગ ( આહાર નિહાર ) કરતા ઘણીવાર ન લગાડવી અને જલપાન તથા સ્નાન ઉતાવળથી ન કરતા સ્થિરતા પૂર્વક આચરવા જોઇએ ૬૦

भोजनादौ विषसमं भोजनांते शिलोपमम् ।
मध्ये पीयूषसदृशं वारिपानं भवेदहो ॥ ६१ ॥

ભાવાર્થ—ભોજનની શરૂઆતમા જળપાન વિષ સમાન છે. અંતે શિલા-પત્થર સમાન અને વચમા અમૃત સમાન સમજવું ૬૧

अजीर्णे भोजनं जह्यात् कालेऽश्नीयाच्च सात्म्यतः ।
भुक्त्वोत्थितो वक्त्रशुद्धिं पत्रपूगादिभिः सृजेत् ॥ ६२ ॥

ભાવાર્થ—અજીર્ણ જણાતું હોય તો ભોજનનો ત્યાગ કરવો અને તે મટ્યા પછી પ્રકૃતિને માફક આવે તેટલું સાદુ હલકુ ખાવું જમ્યા પછી પાન સોપારી વિગેરેથી મુખશુદ્ધિ કરવી ૬૨

विवेकवान् न तांबूलमश्नीयाद्विचरन् पथि ।
पूगाद्यमखंडं दंतैर्दलयेन्न तु पुण्यवित् ॥ ६३ ॥

ભાવાર્થ—વિવેકી શ્રાવકે માર્ગે ચાલતા તાંબૂલનું ભક્ષણ ન કરવું તથા પુણ્ય માર્ગ જાણનાર પુરૂષે સોપારી વિગેરે આખું ફળ દાંતે ભાગવું નહીં, પરંતુ જોઇ તપાસીને ખાવું ૬૩

भोजनादनु नो स्वप्याद्विना ग्रीष्म विचारवान् ।
दिवा स्वपयतो देहे जायते व्याधिसंभव ॥ ६४ ॥

ભાવાર્થ—ભોજન કર્યા પછી વિચારવાન પુરૂષે ગ્રીષ્મઋતુ વિના દિવસે સુવું નહિ કારણ- દિવસે ઉંઘ લેતા શરીરે વ્યાધિ થવાનો સંભવ છે ૬૪

એ પ્રમાણે શ્રી રત્નસિંહસૂરિના શિષ્ય શ્રી ચારિત્રસુંદર ગણિએ રચેલ આચારોપદેશનો બીજો વર્ગ સમાપ્ત થયો ૬૫





# વર્ગ ત્રીજો.

---

ततो गेहश्रियं पश्यन् विद्वद्गोष्ठीपरायणः ।
सुतादिभ्यो ददच्छिक्षां सुखं तिष्ठेद् घटीद्वयम् ॥ १ ॥

**ભાવાર્થ**—પછી પોતાની ગૃહલક્ષ્મી ( ઘરની શોભા ) ને જોતા વિદ્વાનોની વાર્તાલાપમા તત્પર રહેતા શ્રાવક પોતાના પુત્રાદિ પરિવારને હિતશિક્ષા આપતા બે ઘડી સુખે ઘેર સ્થિરતા કરે ૧

आत्मायत्ते गुणग्रामे दैवायत्ते धनादिके ।
विज्ञाताखिलतत्त्वानां नृणां न स्याद् गुणच्युतिः ॥ २ ॥

**ભાવાર્થ.**—ગુણનો સમૂહ આત્મા ( પોતા ) ને આધીન છે અને ધનાદિક દૈવને આધીન છે, એમ સમસ્ત તત્ત્વને જાણનાર પુરૂષો ગુણથી ભ્રષ્ટ ન થાય ૨

गुणैरुत्तमतां याति वंशहीनोऽपि मानवः ।
पंकजं ध्रियते मूर्ध्नि पंकः पादेन घृष्यते ॥ ३ ॥

**ભાવાર્થઃ**—વંશહીન ( જાતિકુળહીન ) મનુષ્ય પણ ગુણોવડે ઉત્તમતા પામે છે પંકજ ( કમળ ) જે કાદવમાથી ઉત્પન્ન થયેલ તેને લોકો મસ્તકે ધારણ કરે છે અને પંક ( કાદવ ) પગવડે કચરાય છે. ૩

नखानिरुत्तमानां स्यात् कुलं वा जगति क्वचित् ।
प्रकृत्या मानवा एव गुणैर्जाता जगन्नुताः ॥ ४ ॥

**ભાવાર્થઃ**—ઉત્તમ પુરૂષોની જગતમા ક્યાય ખાણ હોતી નથી; તેમજ એવું કુળ પણ હોતું નથી, સ્વભાવે બધા મનુષ્યોજ છતાં ગુણવંત જનોજ જગતને વંદનીય થયા છે ૪

सत्त्वादिगुणसंपूर्णो राज्यार्हः स्याद्यथा नरः ।
एकविंशतिगुणः स्याद् धर्मार्हो मानवस्तथा ॥ ५ ॥

**ભાવાર્થ**—જેમ સત્ત્વાદિ ગુણયુક્ત પુરુષ રાજ્યને યોગ્ય થાય છે, તેમ એકવીશ ગુણયુક્ત મનુષ્ય ધર્મને યોગ્ય બને છે ૫

## પવિત્ર ધર્મપ્રાપ્તિની યોગ્યતા માટે ઉપાદેય ૨૧ ગુણ વર્ણન

अक्षुद्रहृदयः सौम्यो रूपवान् जनवल्लभः ।
अक्रूरो भवभीरुश्चाशठो दाक्षिण्यवान् सदा ॥ ६ ॥

त्रपावान् सदयो मध्यस्थः सौम्यदृक् पुनः ।
गुणरागी सत्कथाढ्यः सुपक्षो दीर्घदर्श्यपि ॥ ७ ॥

वृद्धानुगतो विनीतः कृतज्ञः परहितोऽपि च ।
लब्धलक्ष्यो धर्मरत्नयोग्योऽमीभिर्गुणैर्भवेत् ॥ ८ ॥

**ભાવાર્થ**—૧ અક્ષુદ્ર હૃદયવાળો—પરનાં છિદ્ર ન જોતાં ગુણગ્રહણ કરવાનું બને, ૨ સૌમ્ય—પ્રકૃતિ-વાણીની મીઠાશ જેથી સૌને શાન્તિ ઉપજે, ૩ રૂપવાન—શરીર આરોગ્ય અને સુન્દર, ૪ જનવલ્લભ—પરોપકારીપણાથી સૌને પ્રિય, ૫ અક્રૂર—મૃદુ તથા કોમળ હૃદય રાખે, ૬ ભવભીરુ—પાપ અને પરભવની ડર અકાર્ય કરતા પાછો હઠે, ૭ અશઠ—નિષ્કપટપણું, ૮ દાક્ષિણ્યવાન્—પોતાની ઇચ્છા નહિ છતાં પરનું મન પાલન થઈ શકે તેવી નિર્દોષ દાક્ષિણ્યતા, ૯ લજ્જાળુ—અદબ-મર્યાદાપણું, ૧૦ દયાળુ—બીજાનું દુઃખ જોઈ હૃદય દ્રવે-અનુકંપા, ૧૧ મધ્યસ્થ—નિષ્પક્ષપાતપણે તોલનશક્તિ, ૧૨ સૌમ્યદૃષ્ટિવાળો—સૌ પર અમીદૃષ્ટિ-સમભાવપણું, ૧૩ ગુણાનુરાગી—સદ્ગુણી કે સદ્ગુણ ઉપર પ્રેમ, ૧૪ સત્કથક—વિકથા નહિ કરતા સત્પુરુષોના ચરિત્રોનું કથન કરે, ૧૫ સુપક્ષવાળો—ધર્મીષ્ઠ કુટુંબવાળો કે જેથી પરાભવ ન પામે, ૧૬ દીર્ઘદર્શી—હિતાહિતનો વિચાર કરી કાર્ય કરનાર-સાહસ નહિ કરનાર, ૧૭ વૃદ્ધાનુગામી—શિષ્ટ પુરુષોને અનુસરી ચાલવાની

નિરભિમાની વૃત્તિ, ૧૮ વિનીત—વિનયવાન, ૧૯ કૃતજ્ઞ—અન્યે કરેલા ઉપકારનો જાણ—બદલો વાળનાર, ૨૦ પરહિતકારી—પરનો ઉદ્ધાર કરવાની તત્પરતા, ૨૧ લબ્ધલક્ષ—કોઇ પણ કાર્યને સરલ રીતે સાધી શકે તેવી કાર્યદક્ષતા. આ એકવીશ ગુણોને લઇને મનુષ્ય ધર્મ-રત્નને યોગ્ય થઈ શકે છે. ૬ ૭. ૮

**प्रायेण राजदेशस्त्रीभक्तवार्त्ता त्यजेत्सुधीः ।**
**यतो नार्थागमः कश्चित्प्रत्युतानर्थसंभवः ॥ ९ ॥**

**ભાવાર્થ**—સુજ્ઞ શ્રાવકે પ્રાયઃ રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથાનો ત્યાગ કરવો કારણ કે તેનાથી કાંઈ કામ તો સરતુ નથી, પણ ઉલટો અનર્થ નીપજવાનો સભવ રહે છે ૯

**सुमित्रैर्बंधुभिः सार्द्धं कुर्याद्धर्मकथां मिथः ।**
**विद्वद्भिः सह शास्त्रार्थरहस्यानि विचारयेत् ॥ १० ॥**

**ભાવાર્થ**—સુમિત્રો અને બધુઓની સાથે પરસ્પર ધર્મકથા કરવી તેમજ શાસ્ત્રાર્થજાણ એવા વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થના તત્ત્વનો વિચાર કરવો ૧૦

**पापबुद्धिर्भवेद्यस्माद् वर्जयेत् तस्य संगतिम् ।**
**कायेन वचनेनापि न्यायं मुंचेन्न कर्हिचित् ॥ ११ ॥**

**ભાવાર્થ**—જેમની સોબતથી પાપબુદ્ધિ ઉત્પન્ન થાય, તેવા પુરૂષની સગત ન કરવી, તેમજ મન શરીર કે વચનથી પણ ન્યાય પ્રમાણિકપણાનો કદાપિ ત્યાગ ન કરવો ૧૧

**अवर्णवादं कस्यापि न वदेदुत्तमाग्रणीः**
**पित्रोर्गुरोः स्वामिनोऽपि राजादिषु विशेषतः ॥ १२ ॥**

**ભાવાર્થ**—ઉત્તમ પુરૂષે કોઈના પણ અવર્ણવાદ ન બોલવા, તેમ પણ વિશેષે કરીને માબાપ, ગુરૂ, સ્વામી ( શેઠ કે ઉપરી ) અને રાજાદિકના અવર્ણવાદ તો ન જ બોલવા. ૧૨

मूर्खदुष्टरनाचारैर्मलिनैर्धर्मनिंदकैः ।
दु शीलोर्मिमिश्चौरैः सगतिं वर्जयेदलम् ॥ १३ ॥

ભાવાર્થ—મૂર્ખ, દુષ્ટ, અનાચારી, મલિન, ધર્મની નિંદા કરનાર, દુ શીલ, લોભી અને ચોર એવા જનોની કદાપિ સ ગતિ કરવી નહિ ૧૩

अज्ञातप्रतिभू कीर्त्यं अज्ञातस्थानदो गृहे ।
अज्ञातकुलसबधी, अज्ञातभृत्यरक्षक ॥ १४ ॥

ભાવાર્થ—મૂર્ખના ચિન્હો-અજાણ્યાની પ્રશ સા કરવી, અજાણ્યાને પોતાના ઘરે રહેવાનુ સ્થાન આપે, અજાણ્યા કુળ સાથે સ બ ધ કરે, અજાણ્યા નોકરને રાખે ૧૪

स्वस्योर्ध्वं कोपकर्ता च स्वस्योर्ध्वं रिपुनिग्रही ।
स्वस्योर्ध्वं गुणगर्वी च स्वस्योर्ध्वं भृत्यसग्रही ॥ १५ ॥

ભાવાર્થ—પોતાના કરતા ચઢીયાતા વડીલ ઉપર કોપ કરે, પોતા કરતા બળવ ત વૈરી સાથે વિરોધ કરે, પોતાનામા ન હોય તેવા ગુણનો ગર્વ કરે અથવા ગુણીજન સાથે વિવાદ કરે, પોતા નાથી ઉચા દરજ્જાના નોકર રાખે, ૧૫

उद्धाराद्दणमोक्षार्थी भोक्ता भृत्यस्य दडनात् ।
दौःस्थ्ये पूर्वार्जिताशसी स्वय स्वगुणवर्णक ॥ १६ ॥

ભાવાર્થ—ઉધાર કરીને ઋણ મુક્ત થવા ઇચ્છે, નોકરનો દ ડ કરીને પોતે પચાવી જાય, દૌસ્થ્ય-દુઃસ્થિતિમા પૂર્વે ઉપાર્જન કરેલ ધનની પ્રશ સા કરે, પોતે પોતાના ગુણો વખાણે ૧૬

ऋणाद्धर्मं विजानाति त्याज्य दत्ते धने मति ।
विरोध स्वजनैः सार्द्धं स्नेह च कुरुते परैः ॥ १७ ॥

ભાવાર્થ—ઋણ કરીને ધર્મ આચરે, ધન છતા ત્યાજ્ય વસ્તુ

આપે, પોતાના સંબંધીઓ (સ્વજનો) સાથે વિરોધ અને વિરોધી-ઓ સાથે સ્નેહ બાંધે, ૧૭

उक्त्वा स्वयं च हसति यत्तत्खादति वक्ति च ।
इहामुत्र विरुद्धानि मूर्खचिह्नानि संत्यजेत् ॥ १८ ॥

**ભાવાર્થ**—પોતે બોલીને પોતે હસે, જેનુ તેનું જે તે ખાય અને જેમ તેમ બકવાદ કરે, એ આ લોક અને પરલોક વિરૂદ્ધ મૂર્ખ ચિન્હો ( લક્ષણો )નો સર્વથા ત્યાગ કરવો, ૧૮.

न्यायार्जितधनश्चर्यामदेशाकालयोस्त्यजन् ।
राजविद्वेषिभिः संगं विरोधं च घनैः समम् ॥ १६ ॥

**ભાવાર્થ**—દેશ કાલની વિરૂદ્ધ આચારનો ત્યાગ કરતાં પોતે ન્યાયથી ધન ઉપાર્જન કરે, વળી રાજાના વિરોધીઓનો સંગ ન કરવો તથા ઘણા લોકોની સાથે વિરોધ ન કરવો. ૧૯

अन्यगोत्रैः कृतोद्वाहः कुलशीलसमैः समम् ।
सुप्रातिवेश्मिके स्थाने कृतवेश्मान्वितः स्वकैः ॥ २० ॥

**ભાવાર્થ**—પોતાની સમાન કુળ શીળવાળાં અન્ય ગોત્રીઓ સાથે વિવાહ સંબંધ કરે તથા પોતાના સ્વજનો સાથે જ્યા સારા પાડોશી હોય તેવે સ્થાને નિવાસ કરે ૨૦

उपप्लुतं त्यजन् स्थानं कुर्वन्नायोचितं व्ययम् ।
वेषं वित्तानुसारेणाप्रवृत्तो जनगर्हिते ॥ २१ ॥

**ભાવાર્થ**—જ્યા પરાભવ-ઉપદ્રવ થાય તેવું સ્થાન તજે, આવક પ્રમાણે ખર્ચ રાખે, પોતાની સ્થિતિ-લક્ષ્મી પ્રમાણે વેષ ધારણ કરે, પણ લોક વિરૂદ્ધ કામ ન કરે, ૨૧

देशाचारं चरन् धर्मममुंचन्नाश्रिते हितः ।
बलाबलं विदन् जानन् विशेषं च हिताहितम् ॥ २२ ॥

**ભાવાર્થ**—પોતાના ધર્મને ન મૂકતા શ્રાવક દેશાચાર પ્રમાણે

વર્તે તથા પોતાનું બલાબલ સમજીને વિશેષ હિતાહિતનો વિશેષ ખ્યાલ રાખે ૨૨

वशीकृतेंद्रियो देवे गुरौ च गुरुभक्तिमान् ।
यथावत् स्वजने दीनेऽतिथौ च प्रतिपत्तिकृत् ॥ २३ ॥

ભાવાર્થ—ઇંદ્રિયોને સારી રીતે નિયમમા રાખી દેવ ગુરૂપર ભારે ભક્તિ ધરાવે તેમજ સ્વજન, દીન (અનાથ) અને અતિથિ (સાધુસંત) ની યથાશક્તિ સંભાળ લે, તેની બરદાસ કરે ૨૩

एवं विचारचातुर्यं रचयंश्चतुरैः समम् ।
कियतीमतिक्रमन्वेलां शृण्वन् शास्त्राणि वा पठन् ॥२४॥

ભાવાર્થ—એ પ્રમાણે ચતુર જનોની સાથે ચતુરાઇથી વિચાર ચલાવતા શ્રાવક કેટલોક વખત શાસ્ત્ર સાભળવામા અથવા ભણવામા ગાળે ૨૪

कुर्वीतार्थार्जनोपायं न तिष्ठेद्दैवतत्परः ।
उपक्रमं विना भाग्यं पुंसां फलति न क्वचित् ॥ २५ ॥

ભાવાર્થ—પટી નસીબ ઉપર આધાર રાખી બેસી ન રહેતા તે ધન ઉપાર્જન કરવાનો ઉપાય હાથમા લે, કારણ કે ઉદ્યમ વિના પુરૂષોનુ ભાગ્ય કદાપિ ફળતુ નથી ૨૫

शुद्धेन व्यवहारेण व्यवहारं सृजेत्सदा ।
कूटतुला कूटमानं कूटलेख्यं च वर्जयेत् ॥ २६ ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવકે નિરંતર શુદ્ધ વ્યવહારથી પોતાનો વેપાર ચલાવવો ખોટા તોલ, ખોટા માપ કે ખોટા લેખનો ત્યાગ કરવો ૨૬

अंगारवनशकटभाटकस्फोटजीविका ।
दंतलाक्षारसकेशविषवाणिज्यकानि च ॥ २७ ॥

**ભાવાર્થ**—અંગાર કર્મ, વનકર્મ, શકટ (ગાડા વગેરે) કર્મ, ભાડા વિગેરેનુ કર્મ તથા ધરતી ફોડાવવાનુ કર્મ એ પાંચ કર્મ, દાંતનો વેપાર, લાખનો, રસનો, કેશનો અને વિષનો વેપાર એ પાંચ કુવાણિજ્ય, ૨૭

यंत्रपीडा निर्लांछनमसतीपोषणं तथा ।
दवदानं सरःशोष इति पंचदश त्यजेत् ॥ २८ ॥

**ભાવાર્થ**—તથા યંત્રપીલણ નિર્લાંછન કર્મ, (પશુ ને ખાંસી કરવાનુ) અસતીપોષણ, (દુષ્ટપાલન) દવદાન (બાળી મુકવુ) તથા તલાવ વગેરે સુકાવવા એ પંદરે કર્માદાનનો શ્રાવક સર્વથા ત્યાગ કરે ૨૮.

लोहं मधूकपुष्पाणि मदनं माक्षिकं तथा ।
वाणिज्याय न गृह्णीयात् कंदान् पत्राणि वा सुधीः ॥२६॥

**ભાવાર્થ**—સુજ્જને લોખંડ, મહુડાના ફૂલ, મદિરા, મધ, કંદમૂળ અને પત્રો શાખાદિનો વેપાર કરવો નહિ. ૨૯

स्थापयेत्फाल्गुनादूर्ध्वं न तिलानतसीमपि ।
गुडक्कुप्परकादीनि जंतुघ्नानि घनागमे ॥ ३० ॥

**ભાવાર્થ**—ફાગણ (ચોમાસી) ઉપરાંત તલ કે અલસી રાખે નહિ અને વર્ષાઋતુ આવતા (અષાઢ આવ્યે છતે) ગોળ, ટોપરાં વિગેરે ન રાખવા કારણ કે તેમા ઘણા જીવો નાશ પામે છે. માટે જે વસ્તુનો સંગ્રહ કરવાથી ત્રસાદિ જીવોનો સંહાર થાય તે વસ્તુનો સંચય લોભવશ બની સુબુદ્ધિવંત કરે નહી.

शकटं वा बलीवर्दान् नैव प्रावृषि वाहयेत् ।
प्राणिहिंसाकरं प्रायः कृषिकर्म न कारयेत् ॥ ३१ ॥

**ભાવાર્થ**—વર્ષાકાળમા ગાડુ કે બળદ હંકાવે નહિ, તેમજ ત્રસાદિ જીવોની હિંસાકારક ખેડ (કૃષિકર્મ) પણ પ્રાયે કરાવે નહીં કારણકે તેમા ઘણા જીવોની હિંસા થાય છે. ૩૧

### હવે વ્યાપાર કેમ કરવો અને સ્વધર્મ રક્ષા કેમ થાય તે બતાવે છે

निक्रीणीयात्प्राप्तमूल्यं न हीच्छेदधिकाधिकम् ।
अतिमूल्यकृता प्रायो मूलनाशः प्रजायते ॥ ३२ ॥

ભાવાર્થ—વ્યાજબી મૂલ્ય મળતાં (અલ્પ લાભે) વસ્તુ વેચવી, પણ અધિકાધિક લાભની ઇચ્છા ન કરવી, કારણ કે વધારે લાભ મેળવવા જતાં કોઈવાર મૂલનો જ નાશ થઈ જાય છે ૩૨

उद्धारके न प्रदद्यात् सति लाभे महत्यपि ।
ऋते ग्रहणकाद् व्याजे न प्रदद्याद्धनं खलु ॥ ३३ ॥

ભાવાર્થ—મોટો લાભ થતો હોય છતાં ઉધારે ન આપવું, તેમજ લોભવશ થઈ કંઈ વસ્તુ (ઘરેણું કે મકાન) સામે લીધા વિના ધન વ્યાજે ન આપવું ૩૩

जानन् स्तेनाहृतं नैव गृह्णीयाद्धर्ममर्मवित् ।
वर्जयेत् तत्प्रतीरूपव्यवहारं विचारवान् ॥ ३४ ॥

ભાવાર્થ—ધર્મના રહસ્યને જાણનાર શ્રાવક જાણતાં છતાં ચોરીનો માલ ગ્રહણ કરે જ નહીં તથા વિચારક પુરુષે વ્યાપારમાં વસ્તુ ભેળસેળ કરીને પણ વેચવી નહિ ૩૪

तस्करैरन्त्यजैर्धूर्तैर्मलिनैः पतितैः समम् ।
इहामुत्र हितं वाञ्छन् व्यवहारं परित्यजेत् ॥ ३५ ॥

ભાવાર્થ—ચોર, ચંડાળ, ધૂર્ત, મલિન અને પતિત જનોની સાથે આ લોક અને પરલોક સંબંધી હિત ઇચ્છનાર શ્રાવકે વ્યવહાર-વેપાર ન કરવો ૩૫.

निक्रीणानः स्ववस्तूनि वदेत्कूटक्रयं न हि ।
आददानोऽन्यसत्कानि सत्यकारं न लोपयेत् ॥ ३६ ॥

ભાવાર્થ—પોતાની વસ્તુ વેચનાં પાપભીરુ સજ્જને (જુઠ

મૂલ્ય) એક ભાવે ખરીદેલ અને બીજો ભાવ ન કહેવા, તેમજ બીજાની વસ્તુ લેતા પોતાના વચનનો લોપ ( પોતે કરેલા કરારથી વિરૂદ્ધ) ન કરવો. ૩૬

अदृष्टवस्तुनो नैव साटकं दृढयेद् बुधः ।
स्वर्णरत्नादिकं प्रायो नाददीतापरीक्षितम् ॥ ३७ ॥

ભાવાર્થ—સુજ્ઞ પુરૂષ વસ્તુને નજરે જોયા વિના અણુ દીઠેલી વસ્તુનુ સાટુ નજ કરે, તથા પરીક્ષા કર્યા વિના સુવર્ણ, રત્નાદિક કિંમતિ વસ્તુ પ્રાય ગ્રહણ ન કરે ૩૭

राजतेजो विना नस्यादनर्थापन्निवारणम् ।
नृपाद्याननुसरेत्तत्पारवश्यमनाश्रयन् ॥ ३८ ॥

ભાવાર્થ—રાજતેજ (રાજાના પ્રતાપ) વિના અનર્થ કે આપત્તિનુ નિવારણ ન થાય, માટે સુજ્ઞ પુરૂષ પોતાનુ સ્વતંત્રપણુ સાચવી રાખી યથાયોગ્ય રાજાદિકને અનુસરે. ૩૮

तपस्विनं कविं वैद्यं मर्मज्ञं भोज्यकारकम् ।
मांत्रिकं निजपूज्यं च कोपयेज्जातु नो बुधः ॥ ३९ ॥

ભાવાર્થ—સુજ્ઞ પુરૂષે, તપસ્વી, કવિ, વૈદ્ય, ગુપ્તવાત જાણુનાર, રસોયો, માંત્રિક અને પોતાના પૂજ્યને કદિ કોપાયમાન ન કરવા, તેમને કોપવવાથી આપણુ અનિષ્ટ થવા સંભવ છે. ૩૯

अतिक्लेशं च धर्मातिक्रमणं नीचसेवनम् ।
विश्वस्तघातकरणं नाचरेदर्थतत्परः ॥ ४० ॥

ભાવાર્થ—ધન ઉપાર્જન કરવા તત્પર થયેલા પુરૂષે અતિ ક્લેશ, ધર્મ વિરૂદ્ધ ( ધર્મનુ ઉલ્લંઘન ), નીચજનોની સેવા અને વિશ્વાસઘાત એ કદિ કરવા નહિ ૪૦

आदाने च प्रदाने च न कुर्यादुक्तलोपनम् ।
प्रतिष्ठां महतीं याति नरः स्ववचने स्थिरः ॥ ४१ ॥

ભાવાર્થ—લેવામા કે દેવામા પુરૂષે પોતાના વચનનો લોપ કદિ ન કરવો કારણ કે પોતાના વચન યથાર્થ પાળનાર માણસ મોટી પ્રતિષ્ઠાને પામે છે ૪૧

धीर सर्वस्वनाशेऽपि पालिता यो निजा गिरम्।
नाशयेत्स्वल्पलाभार्थे वसुवत्स्यात्स दु खित ॥ ४२ ॥

ભાવાર્થ—સર્વસ્વનો નાશ થતા પણ ધીર પુરૂષે પોતાનુ વચન પાળવુ અ ૫ લાભને માટે પોતાના વચનનો ભગ કરે, તે વસુરાજાની જેમ દુખી થાય છે ૪૨

एव व्यवहापर प्रहर तुर्यमर्जयेत्।
वैकालिककृते गच्छेदथो मदिरमात्मन ॥ ४३ ॥

ભાવાર્થ—એ પ્રમાણે યોગ્ય વ્યવહારમા તત્પર રહેના ચોથો પહોર વ્યતિત કરે અને વાળુ કરવા માટે શ્રાવક પોતાના ઘરે જાય ૪૩

एकाशनादिक येन प्रत्यारयान कृत भवेत्।
आवश्यककृते साय मुनिस्थानमसौ व्रजेत् ॥ ४४ ॥

ભાવાર્થ—પણ જેણે એકાસણાનુ પ્ર યાખ્યાન કર્યુ હોય, તે સાજે આવશ્યક ( પ્રતિક્રમણ ) માટે મુનિને સ્થાને ( ઉપાશ્રયે ) જાય ૪૪

दिवसस्याष्टमे भागे कुर्याद्वैकालिक सुधी ।
प्रदोषसमये नैव निरयघार्न्नर कोविद ॥ ४५ ॥

ભાવાથ—સુજ્ઞ શ્રાવક દિવસના આઠમે ભાગે—ચાર ઘડી દિવસ રહ્યો હોય ત્યારે વાળુ કરે પણ સાજે કે રાત્રે તો પડિત પુરૂષ ભોજન ન જ કરે ૪૫

चत्वारि खलु कर्माणि सध्याकाले विवर्जयेत्।
आहार मैथुन निद्रा स्वाध्याय च विशेषत ॥ ४६ ॥

**ભાવાર્થ**—સંધ્યાકાળે આહાર, મૈથુન, નિદ્રા અને સ્વાધ્યાય એ ચાર કર્મોનો વિશેષથી ત્યાગ કરવો. ૪૬

**आहाराज्जायते व्याधि-र्मैथुनाद् गर्भदुष्टता ।**
**भूतपीडा निद्रया स्यात् स्वाध्यायाद् बुद्धिहीनता ॥ ४७ ॥**

**ભાવાર્થ**—કારણ કે આહાર કરવાથી વ્યાધિ થાય, મૈથુન કરવાથી ગર્ભમા રહેલ બાળક દુષ્ટ થાય, નિદ્રાથી ભૂતાદિકનો ઉપદ્રવ થાય અને સ્વાધ્યાય કરતા બુદ્ધિમા હીનપણુ પ્રાપ્ત થાય. ૪૭

**प्रत्याख्यानं द्युचरिमं कुर्याद्वैकालिकादनु ।**
**द्विविधं त्रिविधं चापि चाहारं वर्जयेत्समम् ॥ ४८ ॥**

**ભાવાર્થ**—વાળુ કર્યા પછી દિવસ ચરિમનુ પ્રત્યાખ્યાન કરે, દુવિહાર કે ત્રિવિહાર કે ચોવિહારનુ પ્રત્યાખ્યાન કરવું. ૪૮

**अह्नो मुखेऽवसाने च यो द्वे द्वे घटिके त्यजेत् ।**
**निशाभोजनदोषज्ञो यात्यसौ पुण्यभाजनम् ॥ ४९ ॥**

**ભાવાર્થ**—રાત્રિ ભોજનના દોષને જાણનાર જે શ્રાવક પ્રભાતે અને સાંજે બે બે ઘડી વર્જે, તે પુણ્યનું ભાજન થાય છે ૪૯

**करोति विरतिं धन्यो यो सदा निशि भोजनात् ।**
**सोऽर्द्धं पुरुषायुष्कस्य स्यादवश्यमुपोषितः ॥ ५० ॥**

**ભાવાર્થ**—જે ભાગ્યશાળી શ્રાવક રાત્રિ ભોજનની વિરતિ એટલે સર્વથા ત્યાગ કરે તેને પોતાના અર્ધ આયુષ્યના ઉપવાસનુ અવશ્ય ફળ મળે છે ૫૦

**वासरे च रजन्यां च यः खादन्नेव तिष्ठति ।**
**शृंगपुच्छपरिभ्रष्टः स्पष्टं स पशुरेव हि ॥ ५१ ॥**

**ભાવાર્થ**—રાત દિવસ જે ખાતો જ રહે છે, તે મનુષ્ય છતાં શીંગડા અને પૂછડા વિનાનો કેવળ પશુ જ છે. ૫૧

उलूककाकमार्जारगृध्रशम्बरसूकराः ।
अहिवृश्चिकगोधाश्च जायते रात्रिभोजनात् ॥ ५२ ॥

ભાવાર્થ—રાત્રિ ભોજન કરવાથી મનુષ્યો ઘુવડ, કાક, માર્જાર, ગીધ, સાબર, સુકર, ( ભુંડ ), સર્પ, વીંછી કે ગરોળી જેવા નીચ અવતારને પામે છે. ૫૨

नैवाहुतिर्न च स्नानं न श्राद्धं देवतार्चनम् ।
दानं वा विहितं रात्रौ भोजनं तु विशेषतः ॥ ५३ ॥

ભાવાર્થ—રાત્રે આહુતિ ( હોમ ), સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજા, કે દાનનો નિષેધ કરેલો છે અને રાત્રિ ભોજનનો તો વિશેષથી નિષેધ છે. ૫૩

एवं नयेद्यश्चतुरोऽपि यामान्
नयाभिरामः पुरुषो दिनस्य ।
नयेन युक्तो विनयेन दक्षो
भवेदमावच्युतसौख्यभाग् वै ॥ ५४ ॥

ભાવાર્થ—એ પ્રમાણે ચતુર અને ન્યાયથી શોભતો જે પુરૂષ દિવસના ચારે પહોર વ્યતીત કરે, તે ન્યાય અને વિનયથી વિભૂષિત શ્રાવક આગમાં દેવલોકની [illegible]પત્તિને પામે છે. ૫૪

એ પ્રમાણે શ્રી રત્નસિંહસૂરિના શિષ્ય શ્રી ચારિત્ર સુંદરગણિએ બનાવેલ આચારોપદેશનો ત્રીજો વર્ગ સમાપ્ત થયો.






# વર્ગ ચોથો.

प्रक्षाल्य स्वल्पनीरेण पादौ हस्तौ तथा मुखम् ।
धन्यंमन्यः पुनः सायं पूजयेच्छ्रीजिनं मुदा ॥ १ ॥

ભાવાર્થ—પછી સાંજે સુજ્ઞ શ્રાવક પોતાને ધન્ય માનતો અલ્પ જળથી હાથ, પગ અને મુખ ધોઇને સાંજે પ્રમોદપૂર્વક શ્રી જિનેશ્વરની ધૂપદીપથી દ્રવ્ય અને ચૈત્યવંદનવડે ભાવ પૂજા કરે. ૧

सत्क्रियासहितं ज्ञानं जायते मोक्षसाधकम् ।
जानन्निति पुनः सायं कुर्यादावश्यकक्रियाम् ॥ २ ॥

ભાવાર્થ—સમ્યક્ ક્રિયા સહિત જ્ઞાન હોય તોજ મોક્ષસાધક થાય છે એમ સમજીને સુજ્ઞ શ્રાવક પુન સાંજે આવશ્યક ક્રિયા આચરે. ૨

क्रियैव फलदा लोके न ज्ञानं फलदं मतम् ।
यतः स्त्रीभक्ष्यभेदज्ञो न ज्ञानात् सुखितो भवेत् ॥ ३ ॥

ભાવાર્થ—લોકમા ક્રિયાનેજ ફળદાયક માનવામા આવેલ છે, પણ જ્ઞાનને ફળદાયક માનેલ નથી કારણ કે જ્ઞાનથી સ્ત્રી અને ભોજનનો ભેદ જાણનાર કઇ સુખ પામી શકતો નથી. ૩

गुर्वभावे निजे गेहे कुर्वीतावश्यकं सुधीः ।
विन्यस्य स्थापनाचार्यं नमस्कारावलीमथ ॥ ४ ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવકે અનુકૂળ સ્થાન હોય તો પોતાના

ઘરે ગુરૂના અભાવે સ્થાપનાચાર્ય કે નવકારવાળીની સ્થાપના કરી આવશ્યક ક્રિયા કરવી ૪

धर्मात्सर्वाणि कार्याणि सिद्ध्यतीति विदन् हृदि ।
सर्वदा तद्गतस्वान्तो धर्मवेला न लङ्घयेत् ॥ ५ ॥

**ભાવાર્થ**—ધર્મથી બધા કાર્યો સિદ્ધ થાય છે, એમ હૃદયમા સમજી સદા તેમાજ ચિત્ત રાખનાર પુરૂષ ધર્મસાધન કરવાનો વખત વ્યર્થ વિતાવી દે નહીં ૫

अतीतानागत कर्म क्रियते यज्जपादिकम् ।
नापिते चोपरक्षेत्रे धान्यवन्निष्फल भवेत् ॥ ६ ॥

**ભાવાર્થ**—અતીત અને અનાગત (વખત વિત્યા પછી કે પહેલા) જે જપાદિક ધર્મક્રિયા કરવામા આવે છે, તે ક્ષાર (ઉખર) ક્ષેત્રમા ધાન્ય વાવવાની જેમ નિષ્ફળ જાય છે એમ સમજી અવસરની કરણી અવસરે જ કરવી ૬

विधिं सम्यक् प्रयुञ्जीत कुर्वन् धर्मक्रिया सुधी ।
हीनाधिक सृजन् मन्त्रविधिं यद्व दुःखितो भवेत् ॥ ७ ॥

**ભાવાર્થ**—સુજ્ઞ શ્રાવકે ધર્મક્રિયા કરતા વિધિનો સમ્યક્ પ્રકારે ઉપયોગ કરવો, તેમા હીનાધિકતા કરતા મંત્ર સાધનારની પેરે દુ ખી થાય છે ૭

धर्मानुष्ठानवैतथ्यात्प्रत्युतानर्थसंभव ।
रौद्रदुःखादिजनको दुःप्रयुक्तादिवौषधात् ॥ ८ ॥

**ભાવાર્થ**—જેમ ઔષધને અયોગ્ય રીતે વાપરતા તે ભયકર રોગ ઉપજાવે છે, તેમ અવિધિએ ધર્માનુષ્ઠાન કરતા લાભને બદલે અનર્થ થાય છે ૮

वैयावृत्यकृत श्रेयोऽत्वय मत्वा विचक्षण ।
विहितावश्यक श्राद्ध कुर्याद्विश्रामणा गुरो ॥ ९ ॥

ભાવાર્થ—વિચક્ષણ શ્રાવક વૈયાવૃત્ય ( વૈયાવચ્ચ ) જન્ય શ્રેય ( પુણ્ય ) અક્ષય સમજીને આવશ્યક ( પ્રતિક્રમણ ) કર્યા પછી સદ્ગુરૂની સેવા ભક્તિ કરે. ૯

वस्त्रावृतमुखो मौनी हरन् सर्वांगजं श्रमम् ।
गुरुं संवाहयेद्यत्नात्पादस्पर्शं त्यजन्निजम् ॥ १० ॥

ભાવાર્થ—મુખ આડે વસ્ત્ર રાખી, મૌનપણે શુશ્રૂષા કરતાં ગુરૂનો સર્વાંગ શ્રમ દૂર કરે, વળી યત્નથી અંગ દબાવતાં ગુરૂને પોતાના પગનો સ્પર્શ થવા ન દે. ૧૦

ग्रामचैत्ये जिनं नत्वा ततो गच्छेत्स्वमंदिरम् ।
प्रक्षालितपदः पंचपरमेष्ठिस्तुतिं स्मरेत् ॥ ११ ॥

ભાવાર્થ—પછી પોતાના ગામમા આવેલાં ચૈત્યમા જિનેશ્વરને નમસ્કાર કરીનેપોતાના ઘરે આવે અને ત્યા પગ ધોઇને પચ પરમેષ્ઠી-મંત્રનુ સ્મરણ કરે અને ચિંતવે. ૧૧

अर्हंतः शरणं संतु सिद्धाश्च शरणं मम ।
शरणं जिनधर्मो मे साधवः शरणं सदा ॥ १२ ॥

ભાવાર્થ—મને સદા અરિહંતનુ શરણ હજો, સિદ્ધનુ શરણ હજો, જિનધર્મનુ શરણ હજો અને સાધુઓનું શરણ અર્થાત્ સસારમા એજ મને શરણરૂપ થાઓ. ૧૨

नमः श्रीस्थूलभद्राय कृतभद्राय तायिने ।
शीलसन्नाहमाधृत्य यो जिगाय स्मरं रयात् ॥ १३ ॥

ભાવાર્થ—કલ્યાણકારી એવા શ્રી સ્થૂલભદ્રજીને મારો નમસ્કાર થાઓ કે જેમણે શીલરૂપ બખ્તર ધારણ કરીને કામદેવને વેગથી જીતી લીધો. ૧૩

गृहस्थस्यापि यस्यासीच्छीललीला वृहत्तरा ।
नमः सुदर्शनायास्तु सद्दर्शनकृतश्रिये ॥ १४ ॥

**ભાવાર્થ**—પોતે ગૃહસ્થ છતા જેની શીલલીલા અદ્‌ભુત હતી, એવા, શાસન–સમ્યકત્વની શોભા વધારનાર શ્રી સુદર્શનને નમસ્કાર થાઓ ૧૪

धन्यास्ते कृतपुण्यास्ते मुनयो जितमन्मथा ।
आजन्म निरतीचार ब्रह्मचर्य चरति ये ॥ १५ ॥

**ભાવાર્થ**—મન્મથ-કામને જીતનાર એવા તે મુનિઓ જ ધન્ય અને કૃતપુણ્ય છે કે જેઓ જન્મપર્યંત નિરતિચારપણે બ્રહ્મચર્ય પાળે છે ૧૫

नि'सत्त्वो भूरिकर्माह सर्वदाप्यजितेंद्रिय ।
नैकाहमपि य॰ शक्त शीलमाधातुमुत्तमम् ॥ १६ ॥

**ભાવાર્થ**—હુ નિ સત્વ, ભારેકર્મી અને સદા અજિતેદ્રિય છુ, કે જે હુ એક દિવસ પણ ઉત્તમ શીલ ધારણ કરવાને સમર્થ નથી ૧૬

ससार ! तवनिस्तारपदवी न दवीयसी ।
अतरा दुस्तरा न स्युर्यदि रे मदिरेक्षणा ॥ १७ ॥

**ભાવાર્થ**—હે સ સાર સાગર ! જો રમણીઓ વચ્ચે આવીને નડતી ન હોય, તો તારો નિસ્તાર કઈજ દુષ્કર નથી અર્થાત્ મોક્ષ બહુ જ નજીક છે ૧૭

अनृत साहस माया मूर्खत्वमतिलोभता ।
अशौच निर्दयत्व च स्त्रीणा दोषा स्वभावजा ॥ १८ ॥

**ભાવાર્થ**—અસત્ય, બોલવુ, સાહસ કરવુ, માયા–કપટ, મૂર્ખપણુ, અતિલોભ, અપવિત્રતા અને નિર્દયતા—એ સ્ત્રીઓના સ્વાભાવિક દોષ કહેલા છે ૧૮

या रागिणि विरागिण्य स्त्रियस्ता' कामयेत क ।
सुधीस्ता कामयेन्मुक्तिं या निरागिणि रागिणी ॥ १९ ॥

**ભાવાર્થ**—જે સ્ત્રી રાગી પુરૂષ પર પણ વિરાગ ધરાવતી

હોય તેવી રમણીઓની કોણ કામના કરે ? ગુણ પુરૂષ ને મુક્તિરૂપ સ્ત્રીને ઇચ્છે કે જે વિરાગી ( રાગ રહિત ) પુરૂષ પર અનુરાગ ધરાવતી હોય છે. ૧૯

एवं ध्यायन्न भजेन्निद्रां स्वल्पकालं समाधिमान् ।
भजेन्न मैथुनं धीमान् धर्मपर्वसु कर्हिचित ॥ २० ॥

ભાવાર્થ—એ પ્રમાણે હૃદયમા ચિંતવતો ચતુર શ્રાવક સમાધિપૂર્વક અલ્પકાળ નિદ્રાને સેવે, તેમજ ધર્મ—પર્વના દિવસે કદાપિ મૈથુન ( સ્ત્રી સંગ ) ન કરે ૨૦

नातिकालं निषेवेत प्रमीलां धीनिधिः पुनः ।
अत्यादृता भवेदेषा धर्मार्थसुखनाशिनी ॥ २१ ॥

ભાવાર્થ—ગુણ પુરૂષ લાંબો વખત નિદ્રાનુ સેવન ન કરે, કારણ કે બહુ નિદ્રા લેનારને ધર્મ, અર્થ અને સુખનો નાશ કરે છે ૨૧

अल्पाहारा अल्पनिद्रा अल्पारंभपरिग्रहाः ।
भवंत्यल्पकषाया ये ज्ञेयास्तेऽल्पभवभ्रमाः ॥ २२ ॥

ભાવાર્થ—જે અલ્પ આહારી હોય, જે અલ્પ નિદ્રા લેના હોય, જે અલ્પ આરંભ અને પરિગ્રહવાળા હોય તથા જે અલ્પ કષાયવાળા હોય, તે અલ્પ સંસારી જાણવા ૨૨

निद्राहारभयस्नेहलज्जाकामकलिक्रुधः ।
यावन्मात्रा विधीयंते तावन्मात्रा भवंत्यमी ॥ २३ ॥

ભાવાર્થ—નિદ્રા, આહાર, ભય, સ્નેહ, લજ્જા, કામ, કલહ અને ક્રોધ એ જેટલા વધારીએ તેટલા વધે ૨૩

विघ्नव्रातलतानेमिं श्रीनेमिं मनसि स्मरन् ।
स्वापकाले नरो नैव दुःस्वप्नैः परिभूयते ॥ २४ ॥

ભાવાર્થ—વિઘ્નરૂપ લતા સમૂહને કાપવામાં ચક્રધારા સમાન

એવા શ્રી નેમિનાથ ભગવાનનું મનમાં સ્મરણ કરતા મનુષ્યને નિદ્રાકાળે દુષ્ટ સ્વપ્નો આવતા નથી ૨૪

अश्वसेनावनीपालवामादेवीतनूरुहम् ।
श्रीपार्श्वं संस्मरन् नित्यं दु स्वप्नं नैव पश्यति ॥ २५ ॥

ભાવાર્થ—અશ્વસેન રાજા અને વામાદેવીના પુત્ર શ્રી પાર્શ્વનાથ પ્રભુનું મનમાં સ્મરણ કરતા માણસને દુઃસ્વપ્ન કદિ જોવામાં આવતું નથી ૨૫

श्रीलक्ष्मणाङ्गसंभूत महसेननृपाङ्गजम् ।
चन्द्रप्रभ स्मरंश्चित्ते सुखनिद्रा लभेदसौ ॥ २६ ॥

શ્રી લક્ષ્મણાદેવી અને મહસેન ભૂપતિના પુત્ર શ્રી ચન્દ્રપ્રભુનું મનમાં સ્મરણ કરતા પુરુષ સુખે નિદ્રા પામી શકે છે ૨૬

सर्वविघ्नाहिगरुडं सर्वसिद्धिकरं परम् ।
ध्यायन् शान्तिजिनं नैति चौरादिभ्यो भय नर' ॥ २७ ॥

ભાવાર્થ—સર્વ વિઘ્નરૂપ સર્પનો નાશ કરવામાં ગરૂડ સમાન તથા સર્વ સિદ્ધિને કરવાવાળા એવા શ્રી શાંતિનાથનું ધ્યાન કરતા પુરુષ ચોરાદિકથી કદિ ભય પામતો નથી ૨૭

इत्येनत्य दिनकृत्यमशेष श्राद्धवर्गजनितोत्तमतोषम् ।
यश्चरन्निह परत्र च लोके श्लोकमेति पुरुषो धुतदोषम् ॥२८॥

ભાવાર્થ—એ પ્રમાણે સમસ્ત શ્રાવકવર્ગને ઉત્તમ સંતોષ પમાડનાર સમસ્ત દિનકૃત્ય આચરતો પુરુષ નિર્દોષ બનીને, આ લોક તથા પરલોકમાં કીર્તિનું ભાજન થાય છે અર્થાત્ આ લોકમાં યશ અને પરલોકમાં સદ્ગતિને પામે છે ૨૮

એ રીતે શ્રી રત્નસિંહસૂરિના શિષ્ય શ્રી ચારિત્રસુંદર ગણિએ રચેલ આચારોપદેશનો ચોથો વર્ગ સમાપ્ત થયો.





# વર્ગ પાંચમો.



लब्ध्वैतन्मानुषं जन्म सारं सर्वेषुजन्मसु ।
सुकृतेन सदा कुर्यात्सकलं सफलं सुधीः ॥ १ ॥

ભાવાર્થ—સકલ જન્મોમાં સારરૂપ આ માનવજન્મ પામીને સુજ્ઞ પુરૂષે સદા સુકૃતથી સંપૂર્ણ રીતે તેને સફળ કરવો. ૧

निरंतरकृताद्धर्मात्सुखं नित्यं भवेदिति ।
अवंध्यं दिवसं कुर्याद्दानध्यानतपःश्रुतैः ॥ २ ॥

ભાવાર્થ—નિરંતર ધર્મ આચરવાથી આ લોકમા સદા સુખ પ્રાપ્ત થાય છે માટે દાન, ધ્યાન, તપ અને જ્ઞાનથી (શાસ્ત્રાભ્યાસ વડે) દિવસ સફળ કરવો ૨

आयुषस्तृतीये भागे जीवोंऽत्यसमयेऽथवा ।
आयुः शुभाशुभं प्रायो बध्नाति परजन्मनः ॥ ३ ॥

ભાવાર્થ—પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહ્યે છતે અથવા અંતસમયે જીવ પરજન્મનુ પ્રાય. શુભાશુભ આયુષ્ય બાંધે છે. ૩

आयुस्तृतीयभागस्थः पर्वघस्त्रेषु पंचसु ।
श्रेयः समाचरन् जंतुर्बध्नात्यायुर्निजं ध्रुवम् ॥ ४ ॥

ભાવાર્થ—પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહેતાં પ્રાણી **પાંચ પર્વ દિવસોમાં** પુણ્યકર્મ આચરતાં અવશ્ય પોતાનુ પરભવ સંબંધી આયુષ્ય બાંધે છે. ॥ ૪ ॥

जतुराराधयेद्धर्म द्विविध द्वितीयादिने ।
सृजन् सुकृतसघात रागद्वेषद्वय जयेत् ॥ ५ ॥

ભાવાર્થ—બીજનુ આરાધન કરતા દ્વિવિધ ધર્મ (સાધુ અને ગૃહસ્થ સબધી ) ધર્મ આરાધી શકાય છે અને અનેક સુકૃત આચરતા રાગ દ્વેષનો જય કરી શકાય છે ॥ ૫ ॥

पच ज्ञानानि लभते चारित्राणि व्रतानि च ।
पचमीं पालयन् पच प्रमादान् जयति ध्रुवम् ॥ ६ ॥

ભાવાર્થ—પચમીનુ આરાધન કરતા પ્રાણી પાચ જ્ઞાન, પાચ ચારિત્ર અને પાચ વ્રત પામે છે અને પાચ પ્રમાદનો તે અવશ્ય જય કરે છે ॥ ૬ ॥

दुष्टाष्टकर्मनाशायाष्टमी भवति रक्षिता ।
स्यात्प्रवचनमातॄणा शुद्धयेऽष्टमदान् जयेत् ॥ ७ ॥

ભાવાર્થ—અષ્ટમીનુ પાલન ( આરાધન ) કરવાથી અષ્ટ કર્મનો નાશ થાય છે, અને અષ્ટ પ્રવચન–માતાની શુદ્ધિ થાય છે, તેમજ આઠ મદનો જય થાય છે ॥ ૭ ॥

एकादशागानि सुधीराराधयति निश्चितम् ।
एकादश्या शुभ तन्वन् श्रावकप्रतिमास्तथा ॥ ८ ॥

ભાવાર્થ—એકાદશીના દિવસે ધર્મ આચરતા સુજ્ઞ શ્રાવક અવશ્ય અગીઆર અગને અને શ્રાવકની અગીયાર પ્રતિમાને આરાધે છે ॥ ૮ ॥

चतुर्दशरज्जूपरिवासमासादयत्यहो ।
चतुर्दश्यामाराधयन् पूर्वाणि च चतुर्दश ॥ ९ ॥

ભાવાર્થ—ચતુર્દશીને દિવસે ધર્મ આચરતા શ્રાવક ચૌદ પૂર્વોને આરાધીને છેવટે ચૌદ રાજલોકની ઉપર મોક્ષવાસને પામે છે ॥ ૯ ॥

एकैकोच्चफलानि स्युः पंचपर्वाण्यमूनि वै ।
तदत्र विहितं श्रेयोऽधिकाधिकफलं भवेत् ॥ १० ॥

ભાવાર્થ—એ પાચ પર્વો ઉત્તરોત્તર અધિક ફળદાયક છે, માટે તે દિવસે કરવામાં આવેલ ધર્મ કરણી અધિકાધિક ફળદાયક થાય છે. ॥ ૧૦ ॥

धर्मक्रियां प्रकुर्वीत विशेषात्पर्ववासरे ।
आराधयन्नुत्तरगुणान् वर्जयेत्स्नानमैथुने ॥ ११ ॥

ભાવાર્થ—એમ સમજી સુજ્ઞ જનોએ પર્વ દિવસે વિશેષ પ્રકારે ધર્મક્રિયા કરવી અને ઉત્તર ગુણોનું (પૌષધ–પ્રતિક્રમણાદિનું) આરાધન કરતા સ્નાન અને મૈથુનનો ત્યાગ કરવો. ॥ ૧૧ ॥

विदध्यात्पौषधं धीमान् मुक्तिवश्यौषधं परम् ।
तदशक्तौ विशेषेण श्रयेत्सामायिकव्रतम् ॥ १२ ॥

ભાવાર્થ—તે દિવસે સુજ્ઞ શ્રાવક મુક્તિને વશ કરવામાં પરમ ઔષધ સમાન ઉત્કૃષ્ટ પૌષધ કરે અને તેવી શક્તિ ન હોય તો વિશેષથી સામાયિકવ્રત આચરે ॥ ૧૨ ॥

च्यवनं जननं दीक्षा ज्ञानं निर्वाणमित्यहो ।
अर्हतां कल्याणकानि सुधीराराधयेत्तथा ॥ १३ ॥

ભાવાર્થ—વળી જે દિવસે અરિહંતોના, ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણક હોય, તે દિવસે સુજ્ઞ શ્રાવક ધર્મારાધન કરે ॥ ૧૩ ॥

एकस्मिन्नेकाशनकं द्वयोर्निर्विकृतेस्तपः ।
त्रिष्वाचाम्लं सपूर्वार्द्धं चतुर्षूपोषितं सृजेत् ॥ १४ ॥

ભાવાર્થ—તે દિવસે એક કલ્યાણક હોય તો એકાશન કરવું, બે હોય તો વિગઈ (વિકૃતિ) ના ત્યાગરૂપ નીવી કરવી, ત્રણ હોય તો પુરિ

મઠ્ઠ મહિત આયાંબિલ અને ચાર કલ્યાણક હોય તો ઉપવાસ કરવો ॥ ૧૪ ॥

मपूर्वार्द्धमुपवास पुन' पचसु तेष्विति ।
पचभिर्वत्सरै कुर्याचानि चोपोपितं' सुधी ॥ १५ ॥

ભાવાર્થ—પાચ કલ્યાણક હોય તો પૂર્વાર્ધ (પુરિમઢ્ઠ) મહિત ઉપવાસ કરવો એમ સુજ્ઞ શ્રાવક આ પાચ કલ્યાણક તપ પાચ વરસે પૂર્ણ કરે. (ઉપર જણાવેલ પૂર્વાર્ધનો અર્થ અન્ય સ્થળે એકાસણારૂપ કરેલ દેખાય છે) ॥ ૧૫ ॥

अर्हदादिपदस्थानि विंशतिस्थानकानि च ।
कुर्वीत विधिना धन्यस्तपसैकाशनादिना ॥ १६ ॥

ભાવાર્થ—અરિહ તાદિ પદરૂપ વીશ સ્થાનકોની, ભાગ્યશાળી શ્રાવક એકાશનાદિ તપથી વિધિપૂર્વક આરાધના કરે ॥૧૬॥

तत्तद्विधिध्यानपरो योऽमून्याराधयत्यहो ।
लभते तीर्थकृन्नामकर्मोगमेहर परम् ॥ १७ ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવક તે ને વિધિ અને ધ્યાનમા તત્પર રહીને એ સ્થાનકો આરાધે કે જેવી સમસ્ત દુ ખનો નાશ કરનાર અને ઉત્કૃષ્ટ એવા તીર્થ કર નામકર્મને તે ઉપાર્જન કરે. ॥ ૧૭ ॥

उपवासेन य शुक्लामाराधयति पचमीम् ।
सार्द्धानि पचवर्षाणि स लभेत् पचमीं गतिम् ॥ १८ ॥

ભાવાર્થ—જે શ્રાવક ઉપવાસ કરીને સાડા પાચ વરસ શુક્લ પચમીનુ આરાધન કરે, તે પચમી ગતિ (મોક્ષ)ને પામે છે ॥૧૮॥

उद्यापन व्रते पूर्णे कुर्याद्वा द्विगुण व्रतम् ।
तपोदिनप्रमाणानि भोजयेन्मानुषाणि च ॥ १९ ॥

ભાવાર્થ—વ્રત સપૂર્ણ થાય ત્યારે ઉદ્યાપન ( ઉજમણુ )

કરવું અથવા (તેવી શક્તિ ન હોય તો) એવડું વ્રત કરવુ અને જેટલા દિવસ તપના થાય, તેટલા શ્રાવકો જમાડવા ॥ ૧૯ ॥

कारयेत्पंचपंचोच्चैर्ज्ञानोपकरणानि च ।
पंचम्युद्यापने तद्वच्चैत्योपकरणान्यपि ॥ २० ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવકે જ્ઞાનના પાંચ પાચ ઉત્તમ ઉપકરણો પચમીના ઉદ્યાપનમા કરાવવાં તથા તેટલાજ ચૈત્યના સુદર ઉપકરણો પણ કરાવવા ॥ ૨૦ ॥

पाक्षिकावश्यकं तन्वन् चतुर्दश्यामुपोषितम्(तः) ।
पक्षं विशुद्धं तनुते द्विधापि श्रावको निजम् ॥ २१ ॥

ભાવાર્થ—ચતુર્દશીને દિવસે ઉપવાસ કરીને પાક્ષિક પ્રતિક્રમણ કરનાર શ્રાવક પોતાના બન્ને પક્ષ (પિતાના તથા માતાના) ને વિશુદ્ધ બનાવે છે ॥ ૨૧ ॥

त्रिषु चतुर्मासिकेषु कुर्यात्षष्ठं तपः सुधीः ।
ज्येष्ठपर्वण्यष्टमं च तदावश्यकयुक् सृजेत् ॥ २२ ॥

ભાવાર્થ—સુજ્ઞ શ્રાવક ત્રણ ચોમાસીના દિવસે છઠ્ઠ તપ કરે અને સર્વોપરિ સંવત્સરી પર્વને દિવસે અઠ્ઠમ તપ આચરે તથા તે દિવસની આવશ્યક ક્રિયામા પણ તત્પર રહે ॥ ૨૨ ॥

अष्टाहिकासु सर्वासु विशेषात् पर्ववासरे ।
आरंभान् वर्जयेद् गेहे खंडनोत्पेषणादिकान् ॥ २३ ॥

ભાવાર્થ—સઘળી ( છએ ) અઠ્ઠાઇના દિવસોમા તથા વિશેષથી પર્વને દિવસે શ્રાવક પોતાના ઘરે ખાંડવું, પીસવું વિગેરે આરંભોનો ત્યાગ કરે ॥ ૨૩ ॥

पर्वणि शृणुयाज्ज्येष्ठे श्रीकल्पं स्वच्छमानसः ।
शासनोत्सर्पणां कुर्वन्नमारिं कारयेत्पुरे ॥ २४ ॥

**ભાવાર્થ**—શ્રીપર્યુષણા પર્વમાં શ્રાવક નિર્મળ મનથી કલ્પ સૂત્ર સાંભળે અને શાસનની પ્રભાવના કરતાં તે પોતાના નગરમાં અમારિ-ઘોષણા કરાવે-જીવદયા પળાવે. ॥ ૨૪ ॥

श्राद्धो निधाय सद्धर्मकर्म नो निर्वृतिं व्रजेत् ।
अतृप्तमानस कुर्याद्धर्मकर्माणि नित्यश ॥ २५ ॥

**ભાવાર્થ**—સદ્ધર્મ આચરતાં શ્રાવક કદિ સંતોષ ન પામે તે સદા મનમાં અતૃપ્ત રહીને નિત્ય અધિકાધિક પ્રેમથી ધર્મકાર્યો કરતો જ રહે. ॥ ૨૫ ॥

ज्येष्ठे पर्वणि श्रीकल्प सावधान शृणोति य ।
अन्तर्भवाष्टक धन्य स लभेत्परम पदम् ॥ २६ ॥

**ભાવાર્થ**—શ્રી પર્યુષણા પર્વને વિષે જે સાવધાન થઈને કલ્પસૂત્ર સાંભળે, તે પુણ્યશાળી આઠ ભવની અંદર મહામંગળકારી (મોક્ષ) પદને પામે છે ॥ ૨૬ ॥

सम्यक्त्वसेवनान्नित्य मब्रह्मव्रतपालनात् ।
यत्पुण्य जायते लोके श्रीकल्पश्रवणेन तत् ॥ २७ ॥

**ભાવાર્થ**—નિરંતર સમ્યક્ત્વના સેવનથી અને બ્રહ્મચર્યવ્રતના પાલનથી લોકમાં જે પુણ્ય પ્રાપ્ત થાય, તેટલું પુણ્ય શ્રી કલ્પસૂત્ર સાંભળવાથી પ્રાપ્ત થાય છે ॥ ૨૭ ॥

दानैस्तपोभिर्विविधै सत्तीर्थोपासनैरहो ।
यत्पाप क्षीयते जतोस्तत्कल्पश्रवणेन वै ॥ २८ ॥

**ભાવાર્થ**—વિવિધદાન દેવાવડે, તપ કરવાવડે અને સારા તીર્થોની ઉપાસના કરવાવડે પ્રાણીનું જે પાપ ક્ષીણ થાય, તેટલું પાપ કલ્પસૂત્ર સાંભળવાથી ક્ષીણ થાય છે ॥ ૨૮ ॥

मुक्तेः पर पद नास्ति तीर्थ शत्रुजयात्परम् ।
सद्दर्शनात्पर तत्त्व शास्त्र कल्पात्पर न हि ॥ २९ ॥

ભાવાર્થ—જેમ મુક્તિ ઉપરાત કોઈ ઉચુ (પરમ) પદ નથી, શત્રુંજય તીર્થ સમાન અન્ય ઉચુ તીર્થ નથી અને સમ્યકત્વ કરતાં બીજુ પરમ તત્ત્વ નથી, તેમ કલ્પસૂત્ર કરતાં બીજુ પરમ (અધિક) સૂત્ર નથી. ॥ ૨૯ ॥

अमावास्याप्रतिपदोर्दीपोत्सवदिनस्थयोः ।
प्राप्तनिर्वाणसद्ज्ञानौ स्मरेच्छ्रीवीरगौतमौ ॥ ३० ॥

ભાવાર્થ—દીવાળીની અમાવાસ્યા અને પ્રતિપદા ( પડવા ) ના દિવસે, અનુક્રમે નિર્વાણ અને કેવળજ્ઞાન પામેલા **શ્રીવીર** અને શ્રી **ગૌતમ**નું સ્મરણ કરવુ ॥ ૩૦ ॥

उपवासद्वयं कृत्वा गौतमं दीपपर्वणि ।
यः स्मरेत्स लभेन्नूनमिहामुत्र महोदयम् ॥ ३१ ॥

ભાવાર્થ—દીવાળીના પર્વમા જે શ્રાવક છઠ્ઠ કરીને શ્રી **ગૌતમ** સ્વામીનું સ્મરણ–ધ્યાન કરે, તે આ લોક અને પરલોકમાં અવશ્ય મહોદયને પામે છે. ॥ ૩૧ ॥

स्वगृहे ग्रामचैत्ये च विधिनार्चां जिनेशितुः ।
कृत्वा मंगलदीपं चाश्नीयात्सार्द्धं स्वबंधुभिः ॥ ३२ ॥

ભાવાર્થ—પોતાના ઘર દેરાસરમાં અને ગામના જિનમંદિરે વિધિપૂર્વક શ્રી જિનેશ્વરની પૂજા–ભક્તિ કરી અને મંગલદીપ ઉતારીને સુજ્ઞ શ્રાવક પોતાના બંધુઓ સાથે ભોજન કરે. ॥ ૩૨ ॥

कल्याणकं जिनानां हि स्थापयन्परमं दिनम् ।
निजशक्त्या सदर्थिभ्यो दद्याद्दानं यथोचितम् ॥ ३३ ॥

ભાવાર્થ—ભગવંતના પાંચ કલ્યાણકના પરમ દિવસોને મોટા ગણી શ્રાવકે પોતાની શક્તિ પ્રમાણે સારા અર્થી જનોને યથોચિત દાન આપવું. ॥ ૩૩ ॥

इत्थ सुपर्वनिहितोत्तमकृत्यचार्वा-
चारप्रचारपिहिताश्रवमार्गमार्ग ।
श्राद्ध समृद्धविधिवर्द्धितशुद्धबुद्धि-
र्भुक्त्वा सुपर्वसुखमेति च मुक्तिमाख्यम् ॥ २४ ॥

એ પ્રમાણે પર્વદિવસે ઉત્તમ કૃત્ય આચરતા સુંદર આચારના વિસ્તારથી આશ્રવમાર્ગને રોકનાર તથા સુવિધિથી પોતાની શુદ્ધ બુદ્ધિને વૃદ્ધિ પમાડનાર શ્રાવક દિવ્ય સુખ ભોગવીને છેવટે મુક્તિના સુખો પામે છે

એ રીતે શ્રી રત્નસિંહ સૂરિના શિષ્ય શ્રી ચારિત્રસુંદર ગણિએ બનાવેલ શ્રી આચારોપદેશનો આ પાંચમો વર્ગ સમાપ્ત થયો.





# વર્ગ છઠ્ઠો.

—(૦)—

श्राद्धो विधाय सद्धर्मकर्म नो निर्वृत्तिं व्रजेत् ।
अतृप्तमानसः कुर्याद्धर्मकर्माणि नित्यशः ॥ १ ॥

ધર્માચરણ કરતાં શ્રાવક કદાપિ સંતોષ ન પામે, તે તો સદા પોતાના મનમાં અતૃપ્ત રહીને અધિકાધિક રૂચિ સહિત ધર્મકર્મ નિરંતર આચરે ॥ ૧ ॥

धर्मादधिगतैश्वर्यो धर्ममेव निहंति यः ।
कथं शुभायतिर्भावी स्वस्वामिद्रोहपातकी ॥ २ ॥

**ભાવાર્થ**—ધર્મના પ્રભાવથીજ ઐશ્વર્ય પામીને જે ધર્મને જ અનાદર ( લોપ ) કરે છે. તે સ્વામીદ્રોહી પાતકીનું ભવિષ્ય કેવી રીતે સુધરે ? ૨

दानशीलतपोभावभेदैर्धर्मश्चतुर्विधः ।
आराध्यः सुधिया शश्वद् भुक्तिमुक्तिफलप्रदः ॥ ३ ॥

**ભાવાર્થ**—દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારનો ધર્મ છે સ્વર્ગાદિક ભોગ સુખ અને મુક્તિ સુખદાયક એવા તે ચાર પ્રકારના ધર્મનું સેવન બુદ્ધિમાન જનોએ નિરંતર કરવું ૩

देयं स्तोकादपि स्तोकं न व्यपेक्षो महोदयः ।
इच्छानुरूपो विभवः कदा कस्य भविष्यति ॥ ४ ॥

ભાવાર્થ—અ૫ પમાવી પણ અલ્પ આપવુ, મોટા ઉદયની અપેક્ષા ન રાખવી—વધુ લક્ષ્મી થશે ત્યારે બહોળુ આપીશ એમ સમજી રાખી થોડામાંથી થોડુ આપવાની તક જવા ન દેવી, કારણ કે પોતાની ઈચ્છાનુસાર મનમાનતી લક્ષ્મી કોને ક્યારે થવા પામે છે? ૪

## દાનથી શુ ફળ પ્રાપ્ત થાય છે?

ज्ञानवान् ज्ञानदानेन निर्भयोऽभयदानत ।
अन्नदानात्सुखी नित्य निर्व्याधिर्भेषजाद् भवेत् ॥ ५ ॥

ભાવાર્થ—જ્ઞાનદાનથી માણસ જ્ઞાની થાય છે, અભયદાનથી નિર્ભય થાય છે, અન્નદાનથી સુખી અને ઔષધદાનથી નિરોગી થાય છે ૫

कीर्त्ति सजायते पुण्यान्न दानाद्यच्च कीर्त्तये ।
कैश्चिद्वितीर्यते दान ज्ञेय तद् व्यसन बुधै ॥ ६ ॥

ભાવાર્થ—કીર્તિ પુણ્યથી પ્રાપ્ત થાય છે, પણ દાનથી નહિ એમ છતા જે કોઇ કીર્તિની ખાતર જે દાન આપે છે, તેને સુજ્ઞ પુરુષોએ એક પ્રકારનુ વ્યસન સમજવુ ૬

दातुर्दानमपापाय ज्ञानिना न प्रतिग्रह ।
विषशीतापहौ मन्त्रवह्नी किं दोषभाजिनौ ॥ ७ ॥

ભાવાર્થ—દાન કરવાથી દાતાને પુણ્ય થાય છે, અને દાન લેનાર જ્ઞાનીને તે દાનનો પ્રતિગ્રહ એટલે દોષ લાગતો નથી કારણ કે વિષ અને શીતને દૂર કરનાર મંત્ર અને અગ્નિ શુ દોષિત થાય છે? ૭

व्याजे स्याद्द्विगुण वित्त व्यवसाये चतुर्गुणम् ।
क्षेत्रे शतगुण प्रोक्त पात्रेऽनन्तगुण भवेत् ॥ ८ ॥

ભાવાર્થ—વ્યાજે દેતા ધન બમણુ થાય, વેપારમા ચોગણુ, ખેતીમા વાવતા સોગણુ થાય પરંતુ સુપાત્ર (સુપાત્રમા) આપવાથી અનંતગણુ થાય છે ૮

चैत्यप्रतिमापुस्तकवेदश्रीसंघभेदरूपेषु ।
क्षेत्रेषु सप्तसु धनं वपेद् भूरिफलाप्तये ॥ ९ ॥

ભાવાર્થ—ચૈત્ય, પ્રતિમા, પુસ્તક તથા ચતુર્વિધ શ્રી સંઘ (સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા) એમ સાત ક્ષેત્રે ધન વાવવાથી ( દ્રવ્ય વાપરવાથી ) અગણિત ફળની પ્રાપ્ત થાય છે. ૯

चैत्यं यः कारयेद्धन्यो जिनानां भक्तिभावतः ।
तत्परमाणुसंख्यानि पल्यान्येष सुरो भवेत् ॥ १० ॥

ભાવાર્થ—જે પુણ્યશાળી શ્રાવક ભક્તિભાવથી ( જરૂરી સ્થળે ) જિનમંદિર કરાવે, તે એ ચૈત્યના પરમાણુઓ જેટલા પલ્યોપમ સુધી દેવતાના સુખ ભોગવે છે. ૧૦

यत्कारितं चैत्यगृहं तिष्ठेद्यावदनेहसम् ।
स तत्समयसंख्यानि वर्षाणि त्रिदशो भवेत् ॥ ११ ॥

ભાવાર્થ—કરાવેલ જિનચૈત્ય જેટલો કાળ રહે તેના જેટલા સમય થાય તેટલા વર્ષો પર્યંત તે કરાવનાર દેવગતિનાં સુખ ભોગવે છે ૧૧

सुवर्णरूप्यरत्नमयीं दृपल्लेख(प्य)मयीमपि ।
कारयेद्योऽर्हतां मूर्त्तिं स वै तीर्थंकरो भवेत् ॥ १२ ॥

ભાવાર્થ—સુવર્ણની, રૂપાની, રત્નની, પાષાણની કે માટીની વિધિ સહિત જે જિન પ્રતિમા કરાવે, તે તીર્થંકરપદને પામે છે. ૧૨

अंगुष्ठमात्रामपि यः प्रतिमां परमेष्ठिनः ।
कारयेदाप्य शक्रत्वं स लभेत्परमं पदम् ॥ १३ ॥

ભાવાર્થ—જે અંગુઠા માત્ર જેટલી પ્રભુની પ્રતિમા વિધિ સહિત કરાવે, તે ઇંદ્રપણું પામીને પરમ પદને પ્રાપ્ત કરે છે. ૧૩

धर्मद्रुमूल सच्छास्त्र ज्ञानन्मोक्षफलप्रदम् ।
लेखयेद्वाचयेच्च शृणुयाद् भावशुद्धिकृत्   ॥ १४ ॥

ભાવાર્થ—ધર્મરૂપ વૃક્ષના મૂલરૂપ અને મોક્ષ ફળને આપનાર એવા ઉત્તમ શાસ્ત્રને જાણીને જે લખે, લખાવે, વાચે, વચાવે અને સાભળે, સભળાવે તે પોતાના ભાવને અધિક વિશુદ્ધ બનાવે છે ૧૪

लेखाप्यागमशास्त्राणि यो गुणिभ्य' प्रयच्छति ।
तन्मात्राक्षरसख्यानि वर्षाणि त्रिदशो भवेत्  ॥ १५ ॥

ભાવાર્થ—આગમ શાસ્ત્ર લખાવીને જે ગુણી–પાત્ર જનોને આપે છે, તે અક્ષર પ્રમાણ વરસો સુધી દેવતા થઇને દિવ્ય સુખો ભોગવે છે ૧૫

ज्ञानभक्ति विधत्ते यो ज्ञानविज्ञानशोभित' ।
प्राप्नोति स नर प्रांते केवलिपदमव्ययम्   ॥ १६ ॥

ભાવાર્થ—જે શ્રાવક જ્ઞાનની ભક્તિ કરે છે, તે જ્ઞાન કળાથી સુશોભિત થઈ પ્રાંતે અક્ષય કેવલિપદ ( મોક્ષપદ ) ને પામે છે ૧૬

निदान सर्वसौख्यानामन्नदान विभावयन् ।
साधर्मिकाणा वात्सल्य कुर्याद्भक्त्या समा प्रति ॥१७॥

ભાવાર્થ—સર્વ સુખોના કારણરૂપ અન્નદાન છે એમ સમજીને શ્રાવકે પ્રતિ વર્ષે યથાશક્તિ સાધર્મી વાત્સલ્ય કરવુ ૧૭

वात्सल्य बधुमुख्याना ससारार्णवमज्जनम् ।
तदेव समधर्माणा ससारोदधितारकम्   ॥ १८ ॥

ભાવાર્થ—બધુ પ્રમુખ સ્વજનો કુટુબીઓને સ્વાર્થ બુદ્ધિએ જમાડવા તે સસારસાગરની વૃદ્ધિનુ કારણ છે ત્યારે સાધર્મી બધુઓને નિ સ્વાર્થપણે પ્રેમપૂર્વક જમાડવા તે સસાર સમુદ્રથી તારનાર થાય છે ૧૮

प्रतिवर्षं संघपूजां शक्त्या कुर्याद्विवेकवान् ।
प्रासुकानि श्रीगुरुभ्यो दद्याद्वस्त्राणि भक्तितः ॥ १९ ॥

ભાવાર્થ—એમ સમજી, વિવેકી શ્રાવકે પ્રતિવર્ષ શ્રી સંઘને પોતાની શક્તિ પ્રમાણે યથાશક્તિ સેવાભક્તિ કરવી અને શ્રી ગુરૂ-મહારાજને પ્રાસુક અન્ન વસ્ત્રાદિ ભક્તિપૂર્વક આપવાં. ૧૯

वसत्यन्नपानानि पात्रवस्त्रौपधानि च ।
चेन्न पर्याप्तविभवो दद्यात् तदपि शक्तितः ॥ २० ॥

ભાવાર્થ—પોતે સંપૂર્ણ વૈભવવાળો ન હોય તોપણ શ્રાવક વસતિ, અશન, પાન, પાત્ર, વસ્ત્ર અને ઔષધાદિક પોતાની યથા-શક્તિ પ્રમાણે સાધુજનોને ( ખપે તેવી વસ્તુઓ ) કંઇક આપે. ૨૦

सत्पात्रे दीयते दानं दीयमानं न हीयते ।
कूपारामगवादीनां ददतामेव संपदः ॥ २१ ॥

ભાવાર્થ—દાન સુપાત્રે આપવું. તે આપતાં કાંઇ હીનતા આવતી નથી, પરંતુ કૂપ, આરામ, ( બગીચા ) અને ગાય વિગેરેની પેઠે આપવાથીજ સંપદા વૃદ્ધિ થવા પામે છે. ૨૧

अदत्तस्य च भुक्तस्य दृश्यते महदंतरम् ।
अभुक्तं जायते वर्चो दत्तं भवति चाक्षयम् ॥ २२ ॥

ભાવાર્થ—દાન અને ભોગમાં મોટું અંતર દેખાય છે ભોગ-વેલ ( ખાધેલ ) તરત વિષ્ટારૂપ થાય છે અને સત્પાત્રમાં આપેલ વસ્તુ અક્ષય થવા પામે છે. ૨૨

आयासशतलब्धस्य प्राणेभ्योऽपि गरीयसः ।
दानमेकैव वित्तस्य गतिरन्या विपत्तयः ॥ २३ ॥

ભાવાર્થ—સેંકડો પ્રયાસોથી મેળવેલ અને પ્રાણ કરતાં પણ અધિક એવા ધનની ગતિ એક દાનજ છે, તે સિવાય બીજી બધી તો વિપત્તિરૂપજ છે. ૨૩

चैत्रेषु सप्तसु वपन् न्यायोपात्त निज धनम् ।
साफल्य (सफल) कुरुते श्राद्धो निजयोर्धनजन्मनो' ॥२४॥

ભાવાર્થ—ન્યાયોપાર્જિત પોતાના ધનને સાત ક્ષેત્રે વાપરતા શ્રાવક પોતાના ધન અને જીવિતને સફળ કરે છે ૨૪

એ પ્રમાણે શ્રી રત્નસિંહ સૂરિના શિષ્ય શ્રી ચારિત્ર સુંદર ગણિએ બનાવેલ આચારોપદેશનો આ છઠ્ઠો સર્ગ સમાપ્ત થયો

समाप्तोऽय ग्रंथ



# શ્રી દાનપ્રદીપ ભાષાંતર.

( જિન આગમ રૂપી અગ્નિ પાસેથી વિવિધ પ્રકારના અર્થ રૂપી તેજને ગ્રહણ કરી જિનશાસન રૂપી મહેલમાં દાન રૂપી દીવાને પ્રગટ કરનાર અપૂર્વ ગ્રંથ)

( અનેક મહાન નરોના ચરિત્રો સહિત. )

ધર્મના ચાર પ્રકાર-દાન. શીયલ, તપ, અને ભાવમાં દાનધર્મ તે મુખ્ય છે, તે દાન પાચ પ્રકારે છે આ ગ્રથમા તેના ત્રણ પ્રકારે જ્ઞાનદાન, અભયદાન, અને ઉપષ્ટભદાન જેમા સુપાત્ર વિગેરે દાનનો સમાવેશ કરેલો છે.

જ્ઞાનદાન વિના કોઇ પણ મનુષ્યને સ્વલ્પ ધર્મ પણ સભવતો નથી. અભયદાન રૂપી મેઘ વર્ષવાથી તૃણુના અકુરાની જેમ સર્વ ધર્મો વૃદ્ધિ પામે છે તે સિવાય સુકાઇ જાય છે અને સુપાત્રનુ પોષણ કરવાથી ઉપષ્ટભદાન તે સમગ્ર ધર્મને અવશ્ય ઉપકારક છે

આ દાન તીર્થંકર ભગવાન ચારિત્ર લીધા પૂર્વે એક વર્ષ સુધી આપે છે અને કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ પ્રથમ દેશનામા દાનધર્મની દેશના આપે છે જ્યારે શીયલ, તપ, અને ભાવ ગ્રહણ કરનારને ઉપકારક થાય છે, ત્યારે આ દાનધર્મ લેનાર તથા આપનાર બનેને ઉપકારક થાય છે. આ દાન ધર્મના ભેદો, તેનુ વિસ્તારયુક્ત વર્ણન તેના અભ્યતર ભેદો, અને આ દાન ધર્મનુ આરાધન કરનાર આદર્શ જૈન મહાન પુરુષોના વીશ અદ્ભુત ચરિત્રો, કથાઓ, અને બીજી અતર્ગત વિશેષ ચમત્કારીક કથાઓ આ ગ્રથના બાર પ્રકાશમા આપવામા આવેલ છે

દાનધર્મના માટેનો તેના ભેદો, પ્રકારો, ઉપભેદો અને સરલ વિસ્તાર પૂર્વક વિવેચન અને સચોટ દૃષ્ટાત કથાઓ સાથેનો આવો એક પણ ગ્રથ અત્યાર સુધીમા પ્રગટ થયેલ નથી આ ગ્રથ સાદ્યત વાચવાથી ગમે તેવા મનુષ્ય પણ દાનધર્મ આદરવા તત્પર થાય છે અને તેના આત્માની નિર્મળતા થતા તે જલદીથી પોતા માટે પરમાત્મા સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે

સુમારે ૫૫૦ પાનાનો ૬૩ ફારમનો આ દળદાર ગ્રથ, ઉંચા અને એન્ટીક પેપર ઉપર સુદર ટાઇપથી છપાવી-સુશોભિત રેશમી કપડાથી પાકુ બાઇડીંગ કરાવી તૈયાર કરેલ છે આ ગ્રથની બાહ્ય અને અભ્યતર સુદરતા એટલી બધી છે કે તે ખરીદ્યા પછી વાચ્યા વગર રહેવાતુ નથી

દરેક મનુષ્યોએ પોતાના ઘરમા-લાઇબ્રેરીમા, નિવાસસ્થાનમા તથા મુસાફરીમા આ ઉપયોગી ગ્રથ રાખવોજ જોઇએ કિં. ૩-૦-૦ પોસ્ટેજ અલગ

મળવાનુ સ્થળ—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર